# રેખા વિજ્ઞાન શાસ્ત્ર.

પ્રથમ અને દ્વિતીય વિભાગ


— લેખક અને પ્રકાશક —

ડૉ. પન્નાલાલ પ્રેમચંદ ટાપર.

B A U ( ફિઝીશીયન )



પ્રથમ આવૃત્તિ          પ્રત ૨ .

કિંમત રૂ. ૬—૦—૦

લેખક અને પ્રકાશક -

ડૉ. પી. પી. ટાપર

મેનગેડ-નાશીક







મુદ્રક -કન્હૈયાલાલ એસ. તિવારી

પ્રોપ્રાયટર, તિવારી પ્રિંટિંગ પ્રેસ,

૧૦૫૭ નાશીક સિટી



# નિવેદન.

જેવી રીતે જગતના દરેક શાસ્ત્રથી માનવી ઉન્નતિ અને સુખ દુખને સહાયતા મળે છે તેવીજરીતે " હસ્તસામુદ્રિક શાસ્ત્ર " થી પણ માનવી ઉન્નતિ અને સુખદુખમા સહાયતા મળી શકે છે મનુષ્યપ્રાણી જે કર્મો કરે છે તે સર્વેનુ ફળ તેને ભોગવવુ પડે છે પૂર્વ જન્મનુ સચિત જે પ્રારબ્ધ કર્મ અથવા ભાગ્ય તેનો બોધ હાથના રેખાપરથી થઈ શકે છે

પ્રારબ્ધ કર્મ પ્રમાણે જન્મ લેવાવાળા માણસનુ જીવીત કેવી રીતે વિતવાનુ છે, તેનુ આરોગ્ય કેવુ હશે, શિક્ષણ—વિદ્યા કેટલી થવાની છે, લગ્ન ક્યા વર્ષમા થશે ? સ્ત્રી રૂપાળી, સુદર, સુશિક્ષીત અને કેળવાયેલી મળશે કે કેમ, સતતી કેટલી અને ક્યા વર્ષમા થશે, આયુષ્યમા સપત્તિનુ સુખ કેવુ હશે, સ્વતત્ર ધદો વેપાર, વકીલ, ડૉક્તર બેરીસ્ટર, વિગેરે થવાથી લાભ થશે કે નોકરી કરવામા આયુષ્ય વિતાવવુ પડશે, સટ્ટા, લૉટરી, રેસ વિગેરેથી લાભ થશે વા હાની, પ્રવાસ જનપર્યટન—વિલાયત, અમેરીકા જવાનો યોગ છે કે કેમ, કોઈ શારેરીક અકસ્મત, ફોજદારી કેસ અથવા કોઈ સકટ આવાનુ છે કે કેમ વૃદ્ધાપકાળ કેવીરીતે જવાનો છે વિગેરે વિગેરે જન્મથી તે મરણ પર્યતની તમામ શુભાશુભ ઘટનાઓનો બોધ હાથના રેખાપરથી થઈ શકે છે

જેવીરીતે વૈદ્યકશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર રસાયનશાસ્ત્ર, વિદ્યુત્‌શાસ્ત્ર, ફલજ્યોતિષશાસ્ત્ર વિગેરે વિગેરે શાસ્ત્રો આજે અપૂર્ણ સ્થિતીમા જોવામા આવે છે, વૈદ્યકશાસ્ત્ર આટલા પરિણત સ્થિતીમા હોવા છતા અને વિજ્ઞાનની તેને આટલી સહાયતા મળવા છતા અમુકરોગ અસાધ્ય અને કેટલાક કષ્ટસાધ્ય જોવામા આવે છે તેવીજરીતે હસ્તસામુદ્રિક શાસ્ત્રપણ અપૂર્ણ સ્થિતીમા છે તેમા હજુ પુષ્કળ સુધારા થવાની જરૂરી છે જેમ જેમ તેમા સુધારા થતા જશે તેમ તેમ આ શાસ્ત્ર માનવી ઉન્નતિને મદત રૂપ નિવડશે

એક સમય એવો હતો કે ભારત વર્ષ સર્વ કલા, હુનર અને વિદ્યાનુ કેંદ્ર મનાતુ તે સમયમા લક્ષણશાસ્ત્ર—હસ્તસામુદ્રિક-શાસ્ત્ર, પૂર્ણત્વના શિખરે હતુ પણ ઉત્થાન અને પતન, હ્રાસ અને ઉન્નતિ, નાશ અને ઉત્પત્તિ પ્રકૃતીનો અટલ નિયમ છે એ પ્રકૃતીના નિયમાનુસાર સમય બદલવાથી તેની અવનતી થતી ગઈ અને અધુનિક કાળમા તો આ વિદ્યાનુ અધ્યયન કરનારા અનુભવશાલી, અને શોધખોળ કરનારામાટે ઈંડિયન પામિસ્ટ્રી ( હિંદુ સામુદ્રિકશાસ્ત્ર ) ના ગ્રંથો પણ ઉપલબ્ધ—મળી શકતા નથી

ઉપરોક્ત ખામી દૂર કરવાના હેતુથીજ ત્રણસો વર્ષ પૂર્વના હસ્તલીખીત ગ્રંથના આધારે આ રેખા વિજ્ઞાનશાસ્ત્ર ગ્રંથ લખવામા આવ્યો છે જેના પ્રથમ વિભાગમા પૌર્વાત્ય પધ્ધતિ અને દ્વિતીય વિભાગમા પાશ્ચિમાત્ય પધ્ધતિ આલેખવામા આવી છે

આ ગ્રંથમા પૂર્વ અને પશ્ચિમ બન્ને પધ્ધતિનુ તુલનાત્મક દૃષ્ટિથી વિવેચન કરવામા આવ્યુ છે જે આ શાસ્ત્રના અભ્યાસુમાટે અતિ ઉપયોગી થઈ પડશે

ભાષાની દૃષ્ટિથી આ ગ્રંથમા જે દોષ રહેવા પામ્યા છે તે લેખક એક મહારાષ્ટ્રીય ગુજરાતી હોવાને આભારી છે તે તરફ વાચક હંસક્ષીરન્યાયની દૃષ્ટિ રાખે એવી વિનતી છે

છપાઈની દૃષ્ટિથી જે દોષ રહેલા છે તે પણ એક મરાઠી છાપખાનામા છાપવાને લીધેજ છે તિવારી પ્રેસના માલીક **શ્રી. કન્હૈયાલાલ તિવારી અને મેનેજર શ્રી. બાબુરાવ** એ ગુજરાતી ટાઈપ મગાવી જે ઉત્સાહ અને મેહનતથી પુસ્તક છાપ્યુ છે તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે

ભારતના પ્રાચિન દુર્લભ ગ્રંથ મહાપ્રયાસે મેળવી તેપરથી આ ગ્રંથ લખવામા આવ્યો છે જે આ શાસ્ત્રના જિજ્ઞાસુમાટે ઉપયોગી થાય અને પૂર્વ અને પશ્ચિમની હસ્તસામુદ્રિક વિદ્યાનુ અધ્યયન કરનાર અભ્યાસુમાટે યત્કિંચિત્ પ્રોત્સાહન આપી શકે તોય હુ મારો પ્રયત્ન સાર્થક લેખીશ ૐ શાંતિ

રામનવમી
નાશિક
૨૯ - ૩ - ૩૯

નમ્ર લેખક,
ડૉ. પન્નાલાલ પ્રેમચંદ ટાપર

# અનુક્રમણિકા.



| વિષય | | | પૃષ્ટ |
|---|---|---|---|



## પ્રકરણ ૫ મુ.

## પ્રકરણ ૭ મુ



## પ્રકરણ ૮ મુ

| વિષય | | | પૃષ્ઠ |
|---|---|---|---|


## પ્રકરણ ૯ મું

| | | |
|---|---|---|

## દ્વિતીય વિભાગ ( પાશ્ચિમાત્ય પદ્ધતી )

### પ્રકરણ ૧૦ મુ

## પ્રકરણ ૧૧ મુ

### હાથ પરથી માણસનો સ્વભાવ રૂચી વ્યવસાયાદિ જાણવાના લક્ષણ

## પ્રકરણ ૧૨ મુ

| વિષય | | પૃષ્ટ |
|---|---|---|
| શની મંગળના પર્વત | | ,, |
| શની શુક્રના પર્વત | | ૧૭૯ |
| શની ચંદ્રના પર્વત | | ,, |
| શનીના પર્વત ઉપર સરળ રેખા | | ,, |
| શનીની મુદ્રિકા | . | ૧૮૦ |
| સૂર્ય વર્ગના માણસ | ... | ૧૮૦ |
| સ્વભાવ રૂચી વ્યવસાયાદિ | | ૧૮૧ |
| યવ બીંદુ અને ચતુષ્કોણનું ચિન્હ | | ૧૮૨ |
| સૂર્ય બુધના પર્વત | | ,, |
| સૂર્ય ચંદ્રના પર્વત | ... | ૧૮૩ |
| રવિમંગળ અને શનીનો પર્વત | ... | ,, |
| રવિ શુક્રના પર્વત | | ,, |
| બુધ વર્ગના માણસ | .. | ૧૮૪ |
| બુધ ગુરુના પર્વત | | ૧૮૫ |
| બુધ મંગળના પર્વત | | ,, |
| બુધ શુક્રના પર્વત | | ,, |
| ત્રિકોણનું ચિન્હ | .. | ,, |
| ચતુષ્કોણનું ચિન્હ | ... | ૧૮૬ |
| યવબીંદુ અને જાળીનું ચિન્હ | . | ,, |
| બુધના પર્વતપર સરળ રેખા | | ,, |
| બુધના પર્વતપર આડી રેખા | | ,, |
| બુધના પર્વતપર બે, ચાર, સરળ રેખાઓ | | ૧૮૭ |
| સૂર્યના પર્વત તરફ વળેલો બુધનો પર્વત | | ,, |
| મંગળ વર્ગના માણસ | | ૧૮૮ |
| સ્વભાવ | | ,, |
| મંગળ અને સૂર્યના પર્વત | | ૧૮૯ |
| શની અને મંગળના પર્વત | | ,, |

## પ્રકરણ १४ સુ.

| વિષય | | | પૃષ્ટ |
|---|---|---|---|





# રેખા વિજ્ઞાન શાસ્ત્ર

## પ્રથમ—વિભાગ.

# પૌર્વાત્ય પધ્ધતિ

અ ર્થા ત

## ઈંડિયન પામિસ્ટ્રી.

આ વિભાગ પુર્વાચાર્યોના હસ્તલિખિત ગ્રંથના
આધારે લખાયો છે.





આકૃતી ન ૯

આયુષ્ય વિદ્યા ધન સ્ત્રી, સતતી, સપત્તી, પદવી, ભાગ્યોદય, રાજ મત્રી, આચાર્ય, ધર્મ, સગીત, કલા આદિ બતાવનાર

મત્રીમ ચિન્હદર્શક અસામાન્ય હાથ



આકૃતી નં ૯

આયુષ્ય વિદ્યા ધન સ્ત્રી, સતતી, સપત્તી, પદવી, ભાગ્યોદય
રાજ મત્રી, આચાર્ય, ધર્મ, સગીત, કલા આદિ બતાવનાર
બત્રીસ ચિન્હદર્શક અસામાન્ય હાથ

॥ ૐ ॥

# રેખા વિજ્ઞાન શાસ્ત્ર

## પ્રથમ પ્રકરણ

### હાથનું વિશેષ મહત્ત્વ.

મનુષ્ય અને મનુષ્યેતર પ્રાણીઓના અંગલક્ષણ ઉપરથી એમનો સ્વભાવ, ( સત્ત્વ, રજ, તમોગુણ) પ્રકૃતિ, વાત, પિત્ત, કફ, રસાદિ સપ્તધાતુ શરીરવર્ણ, સ્પર્શ વિગેરેથી થનારૂ સુખદુઃખાદિ જ્ઞાન તેમજ ભૂત, વર્તમાન અને ભવિષ્યનું જ્ઞાન થઈ શકે છે

સામાન્યત શુભાશુભ જ્ઞાન થવા માટે પૂર્વાચાર્યોએ શરીરના મુખ્યસ્થાન ૧૫ માન્યા છે — મસ્તક, છાતી, ડાબો અને જમણો હાથ, સ્તન, નાભિ, ગુદા, લલાટ, જઠર, કમર, પીઠ, કક્ષા અને શ્રોણી

શરીરમા હાથ મુખ્ય છે શરીરમા શીર–મસ્તક ઉત્તમાગ સમજવામા આવે છે પણ વિશેષ ગુણને લીધે હાથ સર્વ શ્રેષ્ઠ છે

કર્મેદ્રિયમા હાથ મુખ્ય છે તેમજ જ્ઞાનેંદ્રિયની શુદ્ધતા, સ્પર્શાદિ ક્રિયા કરવાની બાબતમા પણ હાથ વધારે ઉપયોગી છે સામુદ્રિકમા મુખ સર્વથા મુખ્ય છે તેમા નાક ઉત્તમ, અને નાક કરતા આંખો ઉત્તમ, પણ હાથ ઉપર સર્વ લક્ષણ હોવાથી હાથ સર્વોત્તમ છે.

જોકે શાસ્ત્રકારોનો હેતુ સર્વ શરીર લક્ષણ ઉપરથી શુભાશુભ ફળ કથન કરવાનો છે તથાપિ શરીરના સર્વ અવયવોમા મુખ અને હાથ આ બેજ અવયવોનુ સુગમતાથી નિરીક્ષણ થઈ શકે છે

આ બે અવયવોનુ નિરીક્ષણ કરવામા અન્ય અવયવો જેવી મુશ્કેલી નડતી નથી પુરૂષોનુ તો કદાચ મસ્તક, છાતી, જઠર, નાભી, જાંઘ, કુખ, ગુપ્તેંદ્રિયાદિ અવયવોનુ નિરીક્ષણ કરી પણ શકાય છે પણ સ્ત્રીઓના હાથઅને મુખ સિવાયના અન્ય અવયવો જોવામા પુરૂષોને માટે તો અતિ કઠીણતા રહેલી છે મસ્તકથી પગ સુધી સર્વ લક્ષણોની પરીક્ષા સર્વ અવયવોનુ નિરીક્ષણ કરી કરવુ મુશ્કેલી ભરેલુ હોવાથી ગૌત્તમાદિ પૂર્વ ઋષિ મુનિઓએ હાથને સર્વ કાર્ય સાધક માનેલો છે

વૈદ્યલોક રોગનુ નિદાન કરતી વખતે હાથ જુએ છે દાતા લોક દાન હાથેથી કરે છે અને દાન લેવા વાલા હાથ લાંબા કરી આશીર્વાદ આપે છે

હાથ વડેજ વિવાહ, પૂજન, ભોજન, શાંતિ, વિપક્ષ, વિધ્વંસ વિગેરે પ્રમુખ ક્રિયાઓ સાધી શકાય છે

જેવી રીતે મનુષ્યના મનોવિકાર અથવા સ્વભાવ દર્શાવવામા નેત્ર કારણ ભૂત છે તેવીજ રીતે તે મનોવિકારની પૂર્ણતા કરવા અથવા એના આશયને જણાવવા સારૂ હાથજ એક ઉત્કૃષ્ટ સાધન છે એ સર્વ ઈંદ્રિયોનુ કામ દૂતના સમાન કરવા વાળો છે આ કારણથી તે "કર" ના નામથી ઓળખાય છે જ્યારે માણસને ક્રોધ આવે છે ત્યારે તે ક્રોધને વ્યક્ત કરવા સારૂ નેત્રની સાથે હાથની મુઠી પણ વાળે છે તેમજ ક્રોધના શમનના ભાવને દર્શાવતી વખતે તે પોતાનો હાથ ઉઘાડી સીધો કરે છે

કોઈનુ આદરાતિથ્ય કરતી વખતે મનોગત ભાવના દર્શાવવા હાથ જોડીને પોતાની મનોગત નમ્રતા પ્રગટ કરે છે યાચના કરતી વખતે અને ભીક્ષા માગતી વખતે હાથ લાંબા કરી પોતાની મનોગત ભાવના જતાવે છે આ પ્રમાણે મનુષ્યના પ્રત્યેક ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધનના કાર્ય તથા દાન, જપ, તપ, પૂજન વિગેરે શુભાશુભ સર્વ કામો કરવામા હાથનો સંબંધ હોય છે

હાથમા દેવ, ઋષિ, પિતૃ, બ્રહ્માદિ સર્વ તીર્થ છે હાથમાજ સર્વ દેવોનુ નિવાસસ્થાન છે તેમજ હાથમા કરતલમધ્ય જે ત્રણ રેખાઓ છે તે ગગા, સરસ્વતી, યમુના, મહાનદીના નામથી ઓળખાય છે અને તેના સગમને ત્રિવેણી સગમ યા તીર્થરાજપ્રયાગ કહેવાય છે

अक्षया जन्म पत्रीयं ब्रह्मणा निर्मिता स्वयम् ।
ग्रहा रेखा प्रदायस्यां यावज्जीवं व्यवस्थिताः ॥

**અર્થ** — બ્રહ્મદેવે પોતે નિર્માણ કરેલી આ અક્ષય એવી જન્મ પત્રીકા છે, કે જેમા ગ્રહ, રેખા, વિગેરે બાબતો સદામાટે વ્યવસ્થિત કરેલીછે

नास्ति हस्तात्परं ज्ञानं त्रैलोक्ये सचराचरे ।
तद्ब्रह्मा पुस्तकं हस्ते धृतं बोधाय जन्मिनाम् ॥

**અર્થ** — ચરાચર એવા ત્રિલોકમા હાથ સિવાય બીજુ જ્ઞાન નથી માટે બ્રહ્મદેવે પ્રાણિઓને બોધ કરવાસારુ પુસ્તક હાથમા ધારણ કીધુ છે

तीर्थंकराणां प्रतिमा हस्तन्यस्त दशोऽखिला ।
तद्हस्त दर्शनान्तान्यत् केवलज्ञान साधनम् ॥

**અર્થ** — તીર્થંકરોના હાથમા સર્વ ઠેકાણે પુસ્તક બતાવેલુ છે, માટે કેવળજ્ઞાનનુ સાધન હાથ સિવાય બીજુ કઈનથી

મનુષ્યના જીવન કાળની સર્વ કાર્યક્રમ સૂચક ઘટનાઓ હાથમાજ અંકિત હોય છે, તેથી મનુષ્યનુ કર્મ, પ્રારબ્ધ જોવાની ચાવી માણસનો હાથજ છે આ કારણથી હસ્ત નિરીક્ષણની પ્રથા ચાલુ થઈ છે અને હાથ પરથી ભાવી ઘટનાઓનો વીચાર કરવાનો હોવાથી એ વિદ્યાનુ નામ **'હસ્ત સામુદ્રિક શાસ્ત્ર'** પડયુ છે

જોકે શાસ્ત્રકારોનો હેતુ સર્વ શરીર લક્ષણ ઉપરથી શુભાશુભ ફલ કથન કરવાનો છે તથાપિ શરીરના સર્વ અવયવોમા મુખ અને હાથ આ બેજ અવયવોનુ સુગમતાથી નિરીક્ષણ થઈ શકે છે

આ બે અવયવોનુ નિરીક્ષણ કરવામા અન્ય અવયવો જેવી મુશ્કેલી નડતી નથી પુરૂષોનુ તો કદાચ મસ્તક, છાતી, જઠર, નાભી, જાંઘ, કુખ, ગુપ્તેદ્રિયાદિ અવયવોનુ નિરીક્ષણ કરી પણ શકાય છે પણ સ્ત્રીઓના હાથઅને મુખ સિવાયના અન્ય અવયવો જોવામા પુરૂષોને માટે તો અતિ કઠીણતા રહેલી છે મસ્તકથી પગ સુધી સર્વ લક્ષણોની પરીક્ષા સર્વ અવયવોનુ નિરીક્ષણ કરી કરવુ મુશ્કેલી ભરેલુ હોવાથી ગૌત્તમાદિ પૂર્વ ઋષિ મુનિઓએ હાથને સર્વ કાર્ય સાધક માનેલો છે

વૈદ્યલોક રોગનુ નિદાન કરતી વખતે હાથ જુએ છે દાતા લોક દાન હાથેથી કરે છે અને દાન લેવા વાલા હાથ લાબા કરી આશીર્વાદ આપે છે

હાથ વડેજ વિવાહ, પૂજન, ભોજન, શાંતિ, નિપક્ષ, વિધ્વંસ વિગેરે પ્રમુખ ક્રિયાઓ સાધી શકાય છે

જેવી રીતે મનુષ્યના મનોવિકાર અથવા સ્વભાવ દર્શાવવામા નેત્ર કારણ ભૂત છે તેવીજ રીતે તે મનોવિકારની પૂર્ણતા કરવા અથવા એના આશયને જાણવા સારૂ હાથજ એક ઉત્કૃષ્ટ સાધન છે એ સર્વ ઇંદ્રિયોનુ કામ દૂતના સમાન કરવા વાળો છે આ કારણથી તે "કર" ના નામથી ઓળખાય છે જ્યારે માણસને ક્રોધ આવે છે ત્યારે તે ક્રોધને વ્યક્ત કરવા સારૂ નેત્રની સાથે હાથની મુઠી પણ વાળે છે તેમજ ક્રોધના શમનના ભાવને દર્શાવતી વખતે તે પોતાનો હાથ ઉઘાડી સીધો કરે છે

કોઈનુ આદરાતિથ્ય કરતી વખતે મનોગત ભાવના દર્શાવવા હાથ જોડીને પોતાની મનોગત નમ્રતા પ્રગટ કરે છે યાચના કરતી વખતે અને ભીક્ષા માગતી વખતે હાથ લાબા કરી પોતાની મનોગત ભાવના બતાવે છે આ પ્રમાણે મનુષ્યના પ્રત્યેક ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધનના કાર્ય તથા દાન, જપ, તપ, પૂજા વિગેરે શુભાશુભ સર્વ કામો કરવામા હાથનો સબંધ હોય છે

હાથમા દેવ, ઋષિ, પિતૃ, બ્રહ્માદિ સર્વ તીર્થ છે હાથમાજ સર્વ દેવોનુ નિવાસસ્થાન છે તેમજ હાથમા કરતલસ્થ જે ત્રણુ રેખાઓ છે તે ગગા, સરસ્વતી, યમુના, મહાનદીના નામથી ઓળખાય છે અને તેના સગમને ત્રિવેણી સગમ યા તીર્થરાજપ્રયાગ કહેવાય છે

**अक्षया जन्म पत्रीयं ब्रह्मणा निर्मिता स्वयम् ।**
**ग्रहा रेखा प्रदायस्या यावज्जीवं व्यवस्थिताः ॥**

**અર્થ** — બ્રહ્મદેવે પોતે નિર્માણુ કરેલી આ અક્ષય એવી જન્મ પત્રીકા છે, કે જેમા ગ્રહ, રેખા, વિગેરે બાબતો સદામાટે વ્યવસ્થિત કરેલીછે

**नास्ति हस्तात्परं ज्ञानं त्रैलोक्ये सचराचरे ।**
**तद्ब्रह्मा पुस्तकं हस्ते धृतं बोधाय जन्मिनाम् ॥**

**અર્થ** — ચરાચર એવા ત્રિલોકમા હાથ સિવાય બીજુ જ્ઞાન નથી માટે બ્રહ્મદેવે પ્રાણિઓને બોધ કરવાસારુ પુસ્તક હાથમા ધારણુ કીધુ છે

**तीर्थकराणां प्रतिमा हस्तन्यस्त दशोऽखिला ।**
**तद्हस्त दर्शनान्तान्यत् केवलज्ञान साधनम् ॥**

**અર્થ** — તીર્થકરોના હાથમા સર્વ ઠેકાણે પુસ્તક બતાવેલુ છે, માટે કેવળજ્ઞાનનુ સાધન હાથ સિવાય બીજુ કઈ નથી

મનુષ્યના જીવન કાળની સર્વ કાર્યક્રમ સૂચક ઘટનાઓ હાથમાજ અકિત હોય છે, તેથી મનુષ્યનુ કર્મ, પ્રારબ્ધ જોવાની ચાવી માણસનો હાથજ છે આ કારણથી હસ્ત નિરીક્ષણુની પ્રથા ચાલુ થઈ છે અને હાથ પરથી ભાવી ઘટનાઓનો વીચાર કરવાનો હોવાથી એ વિદ્યાનુ નામ '**હસ્ત સામુદ્રિક શાસ્ત્ર**' પડયુ છે

## શાસ્ત્રનું પ્રાચીનત્વ અને ઈતિહાસ

સામુદ્રિક શાસ્ત્ર હિંદુસ્થાનમાં અતી પ્રાચીન કાળથી હસ્તી ધરાવે છે પ્રાચીન કાળમાં આ શાસ્ત્ર લક્ષણ શાસ્ત્રના નામથી ઓળખાતુ હતુ આપણા શાસ્ત્રકારોએ પુરૂષોના ૭૨ લક્ષણ અને સ્ત્રીઓના ૬૬ લક્ષણ માનેલા છે

### સ્ત્રીઓના ૬૬ લક્ષણ

आदौ पादतलं रेखा स्ततों गुष्टांगुली नखा ।
पृष्टं गुल्फ द्वयं पार्ष्णि जंघे रोमाणि जानुनि ॥१॥

उरुकटी नितंब स्फिग् गुह्यो जघन वस्तिके ।
नाभिः कुक्षिद्वयं पार्श्वोदर मध्यवलि त्रयं ॥२॥

रोमाली हृदयं वक्षो वक्षोज द्वय चूचुकं ।
जतृस्कंधांश कक्षो दोर्मणिबंध करद्वयं ॥३॥

पाणि पृष्टं पाणितलं रेखांगुष्टांगुली नखः ।
पृष्टिः कृकाटिका कंठ चिबुकच हनुद्वयं ॥४॥

कपोलौ वक्त्र मधरोत्तरोष्टौ द्विज जिव्हिकाः ।
घंटिका ताल्ु हसितं, नासिकाक्षुत मक्षिणी ॥५॥

पक्ष्मभ्रू कर्णभालानि मौलि सीमंत मौलिजाः ।
पष्टि पट्त्तरा योषिदंग लक्षण सत्खनिः ॥६॥

અતિ પ્રાચીન કાળમાં કોઈ વ્યક્તિને રાજ્યપદ, આમાત્યપદ, વિદ્યાપદ અથવા કોઈ ઉચ્ચપદ, તેમજ કાંઈ સાથે સબંધ કરતી વખતે તે મણુસની અથવા સ્ત્રિની સામુદ્રિક લક્ષણાનુસાર પરીક્ષા કરવામાં આવતી અને જો તે



આકૃતી ન ૧

ગગા, સરસ્વતી, જમના, અક્ષયતીર્થ (પ્રયાગ) નુ
સ્મરણ કરાવનાર પુણ્યકારક હાથ

(૧) ગોત્ર, પિતૃરેખા–ગગા નદી (૨) માતૃરેખા અથવા સરસ્વતી નદી
(૩) આયુરેખા અથવા જમના નદી (૪) અક્ષયતીર્થ (પ્રયાજ તીર્થ)

વ્યક્તિ આ પરીક્ષામાં યોગ્ય જણાતી તો તે વ્યક્તિ ઉચ્ચપદ ઉપર અથવા સબંધ કરવા લાયક ગણાતી

આના દાખલાઓ રામાયણ, સ્કંધપુરાણ, અને પાડવોના સમયમાં સુયોધનના કરતલસ્થ મચ્છ ચીન્હની જે કથા મહા ભારતમાં આવેલી છે તે પરથી મળી આવે છે તેમજ જૈનોના કલ્પસૂત્ર, બારસાસૂત્ર, ઉત્તરાધ્યયન સૂત્ર વિગેરે મા તીર્થંકરોના શરીરના જે વર્ણનો આવેલા છે તેપરથી આ શાસ્ત્ર અતી પ્રાચીન કાળમાં કેટલું પુર્ણાવસ્થામાં હતું તે જાણી શકાય છે

અર્વાચીન સમયમાં આ શાસ્ત્રનું અનુકરણ પાશ્ચાત્ય દેશોમાં થવા લાગ્યું છે પાશ્ચાત્ય દેશોનો ઈતીહાસ જોતા યુરપ દેશમા આ શાસ્ત્રની પ્રગતી અર્વાચીન કાળમાં થયેલી માલમ પડે છે

આ શાસ્ત્ર પ્રથમ ભારતથી ચીનમા, ચીનમાથી ગ્રીસમા અને ગ્રીસમાથી યુરોપના અન્ય દેશોમા પ્રસાર થયેલું જોવામા આવે છે ગ્રીસમાથી યુરોપના અન્ય દેસોમા પ્રસાર થયાનું પ્રમાણ એ છે કે આ શાસ્ત્રના નામ યુરોપમા આજે જે પ્રચલીત છે તે સર્વ ગ્રીક ભાષાના છે જેવા કે—કાયરોમન્સી, ફીઝીઓગ્નમી, ફ્રેનૉલૉજી વિગેરે શબ્દ ગ્રીક ભાષાના હોવાથી આ શાસ્ત્ર ગ્રીસમાથી યુરોપના અન્ય દેશોમા પ્રસાર થયાનું સિદ્ધ થાય છે

આ પરથી સિદ્ધ થાય છે કે ક્ર્સીસનના બે હજાર વર્ષ પહેલા આ શાસ્ત્ર યુરોપ દેશમા પ્રચલીત હતું નહી આ બે હજાર વર્ષ પહેલા એક હજાર વર્ષ ચીનમા અને તે પહેલા ભારતમા આ શાસ્ત્ર પુર્ણ સ્થિતીમા હતું એવું આજના પાશ્ચાત્ય દેશોના શિરો, બેનહૅમ, સૅંટ જેરમેન, વિગેરે લેખકોએ લખેલા અનેક પુસ્તકો ઉપરથી જોવામા આવે છે અને ઉપરના પાશ્ચીમાત્ય લેખકોએ આ શાસ્ત્ર ભારતમા અતી પ્રાચીન કાળથી પ્રચલીત હોવાનું અને તે પરથી તેઓએ અભ્યાસ કર્યાનું કબુલ કીધું છે આપરથી આ શાસ્ત્ર ભારતમાથીજ અન્ય દેશોમા પ્રસાર થયાનું સિદ્ધ થાય છે

## પ્રકરણ બીજું

## હસ્ત દર્શન

હસ્ત દર્શનથી ભવીષ્ય ઘટનાઓનુ સ્મરણ તરત થતુ હોવાથી પૂર્વાચાર્યોએ નિત્ય પ્રાતઃકાળમા શય્યા છોડતી વખતે પ્રથમ હસ્ત દર્શન કરી પછી અન્ય કામોમા જોડાવુ એવુ પ્રતિપાદન કર્યુ છે

**कराग्रे वसते लक्ष्मी करमध्ये सरस्वती ।**
**करमूले स्थितो ब्रह्मा प्रभाते करदर्शनम् ॥**

અર્થ — હાથના અગ્ર ભાગમા એટલે ઉપરના ભાગમા લક્ષ્મીનુ નિવાસસ્થાન છે હાથના મધ્ય ભાગમા સરસ્વતીનુ સ્થાન છે અને હાથના મૂળમા બ્રમ્હાનુ સ્થાન છે માટે સવારે હાથનુ દર્શન કરવુ

**मूलेंगुष्ठस्य स्याद्ब्राम्हं तीर्थं कायं कनिष्ठयोः ।**
**पित्र्यं तर्जन्यंगुष्ठा तद्दैवत त्वंगुली मुखे ॥**

અર્થ — અંગુઠાના મૂળમા બ્રમ્હતીર્થ, કનિષ્ઠીના કેડાણ કાયતીર્થ, તર્જની અને અંગુઠાના વચમા પિતૃતીર્થ, અને અંગુલીના મુખપાસે દેવતીર્થ છે




આકૃતી નં ૨

પંચ પરમેષ્ઠિના ધ્યાનાર્થે ચોવીસ જીન તીર્થંકરની હાથ ઉપર સ્થાપના

शत्रुंजयस्तु तर्जन्या मध्याया उज्जयंतकः ।
अर्बुदाः खलु सावित्र्यां कनिष्ठाया समेतकः ॥

અર્થ — તર્જની આંગુલીપર શત્રુંજય તીર્થ, મધ્યમા આંગુલીપર ઉજ્જયંતક તીર્થ, અનામિકા આંગુલીપર આબુ તીર્થ, અને કનિષ્ઠિકા આંગુલી પર સમેતશીખર તીર્થ છે

अंगुष्ठेऽष्टापद गिरि पंचतीर्थान्यनुक्रमात् ।
स्वहस्त दर्शने नैव वंद्य तं ते प्रातरुत्तमैः ॥

અર્થ — અંગુષ્ટ ઉપર અષ્ટાપદ ગીરી તીર્થ, આ પ્રમાણે અનુક્રમથી પાંચ તીર્થ છે આ તીર્થોનુ દર્શન ઉત્તમ લોક પ્રાત કાળમા ઉઠીને કરે છે ( જુવો આકૃતી નંબર ૧ )

त्रिंशोपका त्रिंश जिनांगुष्ठा दाद्य तर्थिपात् ।
प्रत्यग् दक्षिण पूर्वोदकतले शेषां चतुर्जिनाः ॥

અર્થ — અંગુષ્ટ આદિ આંગળી ઉપર ત્રીસ જીન તીર્થંકર અને ચાર દિશામાં ચાર એવા ચોત્રીસ તીર્થંકરની સ્થાપના હાથપર સમજવી ( જુવો આકૃતી નંબર ૨ )

पितृरेखा भवेत् गंगा मातृरेखा सरस्वती ।
आयुरेखात्र यमुना तत्संगस्तीर्थ मक्षयम् ॥

અર્થ — પિતૃરેખા ગંગા, માતૃરેખા સરસ્વતી, અને આયુરેખા યમુના, આ ત્રણેનો સંગમ તે અક્ષય તીર્થ સમજવુ ( જુવો આકૃતી નં ૧ )

આ પ્રમાણે હાથઉપર તીર્થોના સ્થાન બતાવ્યા છે પ્રાત કાળમાં ઉઠી હાથનુ હાથપરના તીર્થસ્થાનોનુ દર્શન અને ધ્યાન કરવુ જેથી નિર્મળ જ્ઞાનની પ્રાપ્તી થાય છે

પ્રાત કાળમા નિત્ય હસ્તાવલોકન કરવાનો ખાસ હેતુ એ છે કે મનુષ્યને પોતાના જીવન કાળના ભાવી ઈષ્ટાનિષ્ટ પ્રસગોનો બોધ થતો રહે અને પોતાની ભાવી અશુભ ઘટનાઓથી બચવાનો યોગ્ય ઉપાય શોધી કાઢવાનો વિચાર કરે અને ભાવી સકટથી મુક્ત થાય તેમજ શુભ ઘટનાઓનુ જ્ઞાન થવાથી તેનો વિશેષ લાભ ઉઠાવવાના અવસરથી વચીત ન રહે, અને ભાવી શુભાશુભ ઘટનાઓની સ્મૃતી થતી રહે તેથી સવારમા હસ્તાવલોકન કરવાની જરૂર છે.






આકૃતી ન ૩

# પ્રકરણ ત્રિજુ

## હસ્તાવલોકન વિધી

दर्शनात् स्पर्शनाद्वापि तथा रेषा विमर्शनात् ।
हस्तज्ञानं त्रिधा प्रोक्तं पुरातन् महर्षिभिः ॥

અર્થ — હાથનુ પૂર્ણજ્ઞાન દર્શન, સ્પર્શ, અને રેખા વિચારથી થઇ શકે છે આ પ્રમાણે હસ્તજ્ઞાન ત્રિરુપી છે એવુ પૂર્વાચાર્યોનુ માનવુ છે

### હાથનો નૈસર્ગિક વિભાગ.

(૧) મણીબંધ – પૂર્વાચાર્યોએ હાથનો પ્રથમ વિભાગ મણીબંધ માનેલો છે [ જુવો આકૃતી નંબર ૩ ]

(૨) કરતલ— હાથનો બીજો ભાગ મણીબંધથી લઈ અંગુલીના મૂળ પર્યંતનો ભાગ છે જે હથેલીના નામથી ઓળખાય છે ( જુવો આકૃતી નંબર ૩ )

(૩) અંગુલી – હાથનો ત્રીજો ભાગ અંગુલીનો છે ( જુવો આકૃતી નંબર ૩ )

(૪) કરપૃષ્ઠ – હાથનો ચોથો ભાગ કરપૃષ્ઠ એટલે હથેલીના પાછળનો ભાગ છે ( જુવો આકૃતી નં ૪ )

(૫) **નખ**– હાથનો પાચમો ભાગ નખ છે ( જુવો આકૃતી નબર ૪ )

(૬) **રેખા**–હાથનો છઠ્ઠોભાગ રેખા છે ( જુવો આકૃતી ન ૫ )

(૭) **ચીન્હ**–હાથનો સાતમો ભાગ ચીન્હનો છે ( જુવો આકૃતી નબર ૬ )

## હસ્તાવલોકન વિધી.

૧ હાથની પરીક્ષા કરતી વખતે પ્રથમ હાથને સ્પર્શ કરવો નહિ કારણ હાથને સ્પર્શ કરી તેનુ નિરીક્ષણ કરવાથી હાથનો જે નૈસર્ગિક વર્ણ–રગ હોય છે, તેમા અમુક પ્રમાણમા ફેરફાર થવાનો સભવ હોય છે અને હાથનો સ્વાભાવિક રગ બદલાવાથી પરીક્ષા કરવામા ન્યુનતા–ખામી રહે છે, માટે પ્રથમ હાથને સ્પર્શ ન કરતા એનો નૈસર્ગિક રગ કેવો છે તે ધ્યાનમા લેવો

૨ હાથનો નૈસર્ગિક આકાર કરતલ ( હથેલી તરફનો ભાગ ) અને કરપૃષ્ટ ( હાથના પાછળનો ભાગ ) તપાસી જોઈ હાથ ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ કયા પ્રકારનો છે તેનો નિર્ણય કરવો

૩ કરપૃષ્ટ ભાગપર નખ હોય છે, એટલે નખની પરીક્ષા કરી મનુષ્યના નખ ઉપરથી પ્રકૃતી અને રોગની પ્રવૃતિનુ જ્ઞાન એટલે આરોગ્યનુ જ્ઞાન થઈ શકે છે

૪ હાથ મૃદુ, કોમલ અથવા કઠણ છે, તેનુ જ્ઞાન હાતને સ્પર્શ કરી દબાવી જોવાથી થઈ શકે છે

૫ **અગુલી** –લાબી, ટુકી, જાડી, પાતલી, સીધી, વાકી, અગુલીના પેરવા, એના સધી, તે પરની રેખાઓ અને ચીન્હો વિગેરે બારીકીથી તપાસવા તેપરથી મનુષ્યની યોગ્યતા અને સ્વભાવનુ જ્ઞાન સારી રીતે થાય છે

# પ્રકરણ ચોથું

## હાથનું વર્ણન

### શુભ હાથ

उष्णो रुणोऽछिद्रो स्वेद स्निग्धश्च मांसलः ।
श्लक्ष्ण स्ताम्र नखो दीर्घांगुलीको विपुलः करः ॥

**અર્થ** .— ઉષ્ણ એટલે ગરમ, અરુણ એટલે તેજસ્વી, છિદ્ર રહીત, પરસેવા રહીત, સ્નિગ્ધ એટલે ચીકણો, માંસલ એટલે પુષ્ટ, શ્લક્ષ્ણ એટલે લીસો, તાંબાના રંગ જેવો, નખવાળો, લાંબી આંગુલીવાળો અને વિપુલ હાથ ઉત્તમ સમજવો. શીર્યાધિક્યથી હાથ ઉષ્ણ, તાંબાના રંગ જેવો, અછિદ્ર આંગુલી વચ્ચે અંતર ન હોય તેવો, રસાધિક્યથી પરસેવા રહીત, સ્નિગ્ધ, પુષ્ટ, તેજસ્વી, ગુલાબી નખવાળો, આંગુલી લાંબી અને નળવું નહૂ એવો હાથ ઉત્તમ સમજવો.

### અશુભ હાથ

कर फुडीयाय गूढ गुल्फा विरंगुलि ।
विसमयच्च संवत्ता निम्म मम्म परा नराकृति ॥

અર્થ — શિયાળાની ઋતુ છોડી અન્ય ઋતુના હાથ ટાઢના,




આકૃતી ન ૫

કર્પુરાગ્નિનો ભાગ વધારે ખુલ્લો દેખાય, અગુંલી વચ્ચે અંતર પુષ્કળ દેખાય એવો, ઓગણીસ અથવા એકવીસ અગુલીના પર્વવાલો, માંસહીન, કઠણ, રુક્ષ, હાથ અશુભ સમજવો એવા હાથનો માણસ પરસેવા કરવા વાલો હોય છે

## હાથનો વર્ણ- રંગ

**धनी पाणीतले रक्ते नीले मद्यं पिबेन्नरः ।**
**अगम्य गमनः पीते कल्मषे धनवर्जितः ॥**

**અર્થઃ—** હાથનો રંગ રાતો હોય તો ધનવાન, આસ્માની રંગનો હાથ હોય તો મદ્યપિ [ દારૂ પિનારો ] પિલા રંગનો હાથ હોય તો અગમ્ય ગમન કરવાવાલો અને કાળાસ પડતો હાથ હોય તો માણસ દરિદ્રી હોય છે

## શુભ મણી બંધ.

**पाणीमूलं दृढं गूढं श्लाघ्यं सुश्लिष्ट संधिकम् ।**
**श्लथं सशब्द हीनंच निर्धनत्वादि दुःखदम् ॥**

**અર્થ —** મણીબંધ દૃઢ, ગૂઢ, મજબુત સાંધાનો કર્પુરાગ્નિ ન દેખાય એવો શુભ હોય છે

**मणिबंधे यवश्रेण्य तिस्रश्चेत्तन् नृपो भवेत् ।**
**यदितः पाणिपृष्ठेपि तथोधिक तरं फलं ॥**

**અર્થ —** મણીબંધ ઉપર યવ માળા ત્રણ હોય તો રાજા થાય છે અને હથેલીના પાછલા ભાગ ઉપર પણ ત્રણ યવ માળા હોય તો એના કરતા પણ અધીક ફળ સમજવુ

**द्वाभ्यांच यवमालाभ्यां राजमंत्री धनिबुध ।**
**एक या यव पंकत्यात्तु श्रेष्ठी महु धनोन्वितां ॥**

**અર્થ** — મણીબંધ ઉપર જો બે યવ માલા હોય તો ગર્તનો મંત્રી, શ્રીમંત, અને હોશીયાર માણસ થાય છે. એક માલા હોય તો શેઠીયો અને પુંડરા વગરનો માણસ થાય છે. જે માણસના મણીબંધ ઉપર ત્રણ યવ માલા હોય તેને ધન, સુવર્ણ, રત્ન, વસ્ત્ર, ભૂષણ વિગેરે સુખોપભોગ અને કલ્યાણની પ્રાપ્તી થાય છે.

## અશુભ મણી બંધ

શિથીલ, આવાજ કરનારો મણીબંધ અશુભ અને નિર્ધનતાદિ દુઃખ આપનારો હોય છે.

## કરતલ-હથેલી.

**दातोन्नते करतले निम्ने न स्यात्पितुर्धनम् ।**
**धनी निम्नेच सवृत्ते निर्धनो विषमे पुमान् ॥**

**અર્થ** — હથેલી ઉન્નત એટલે ઉંચી હોય તો દાતા માણસ હોય છે. હથેલી ઉતરતી હોય તો માણસને વડીલોપાર્જીત ધન હોતુ નથી પણ પોતાના મેહનતથી કમાય છે.

જો હથેલી મધ્યમ આકારની એટલે ઉંચી નીચી હોય તો તે માણસ દરિદ્રી થાય છે.

હથેલીનો મધ્યભાગ પાણી ન ઠરે એવો સપાટ હોય તો માણસ દાતા હોય છે. જો હથેલીના મધ્ય ભાગમા પાણી રહે એવો હોય તો તે માણસ પોતે ધન કમાય છે. પણ આવા માણસને વડીલોપાર્જીત ધન, વારસો વિગેરે મળતો નથી.

જો હથેલીનો મધ્ય ભાગ ગોળાકાર અને ખાડ હોય તો માણસ ધનવાન પણ કૃપણ હોય છે.

જે હથેલી વિષમ એટલે અંગુલીના મૂળમાં જે ઠેકાણે ઉંચા ભાગ જોઈએ તે ઠેકાણે ખાડો હોય અને મધ્ય ભાગ ખાડાવાળો જોઈએ તે ઉંચો હોય તો માણસ નિર્ધન થાય છે

કરપૃષ્ઠ [ હાથના પાછળનો ભાગ ]

**करपृष्टं सुविस्तीर्णं पीनं स्निग्ध ममुन्नतं ।**
**श्लाघ्यं गूढशिरं नृणां फणभृत्फण मांनिभम् ॥**

**અર્થ** — કરપૃષ્ઠ મોટું, માંસલ, [ પુષ્ટ, ] તેજસ્વી, ઉંચા નગો ન દેખાય એવો અને નાગની ફેણજેવો હોય તો ઉત્તમ સમજવો ( જુવો આકૃતી નંબર ૭ )

અશુભ કરપૃષ્ઠ

**विवर्णं परुषं रूक्षं रोम समांस वर्जितम् ।**
**मणिबंध ममं निम्न न श्रेष्टं करपृष्टकम् ॥**

**અર્થ** — વર્ણહીન, ખરબચડો, રૂક્ષ, લોહી વિનાનો, પુષ્કળ વાળવાળો નિર્માંસ ( સુકાયેલો ) બાજુવાળો, અને પોંચા જેવો ઉતરતો કરપૃષ્ઠ અશુભ સમજવો



# અંગુલી વિચાર

---

## શુભ અંગુલી

दीर्व निर्मांस पर्वाणः सूक्ष्मा दीर्घाः सुकोमला ।
सुघनाः सरलाः घृत्ताः स्त्रीनोरंगुल श्रिये ॥

અર્થ — લાંબી, માંસ રહીત, સાંધાવાળી અંગુલીના પર્વ ઉત્તમ જાણવા અંગુલી બારીક, લાંબી, કોમલ, પુષ્ટ, સરળ, ગોળ, સ્ત્રિ-પુરૂષોની એવી અંગુલી લક્ષ્મી દાયક સમજવી

## અશુભ અંગુલી

यच्छंति त्रिरल शुष्का स्थूला वक्रा दरिद्रता ।
घातं चहिर्नम्रा श्वेटत्वं चिपिटाश्वताः ॥

અર્થ — બે અંગુલીના વચમા અંતરવાલી, શુશ્ક એટલે સુકાયેલી, બહુજાડી, વાંકી, અંગુલી દારિદ્ર કારક સમજવી હસ્તપૃષ્ટ તરફ વાંકી વળેલી અંગુલી શસ્ત્રાઘાતની દર્શક સમજવી અને ચપટી અંગુલી દાસત્વ દર્શક સમજવી

## વિરલ અંગુલી.

જેની અંગુલી વિરલ (બે અંગુલીના વચમા અંતર હોય તેવી)

હોય તો ધનહીન હોય છે અને જેની અગુલી અવિરલ ( અગુલીના વચમા અતર ન હોય ) તે માણુસ ધનવાન હોય છે નિર્માસ અગુલીવાલો માણુસ ધનવાન હોય છે અને વિષમાગુલીવાલો માણુસ દરિદ્રી સમજવો

તર્જની અને મધ્યમા અગુલીના વચમા છિદ્ર હોય તો માતા-પિતાનુ અને સપત્તીનુ ભાગ્ય હોવા છતા બાલપણુમા ભોજનનું સુખ મળતુ નથી તરુણુ પણુમા સ્ત્રિ વિવાહાદિ સુખનીવખતે દુખ પ્રાપ્ત થાય છે

સ્ત્રિના કનિષ્ટીકા અને અનામીકા અગુલીના વચમા અતર ન હોય તો પૂર્વવયમા-નાનપણુમા પિતૃ ગૃહનુ સુખ મળે છે મધ્યમા અને અનામિકાના વચમા અતર ન હોય તો સ્ત્રિને તરુણુપણુમા સુખ મળે છે, અને તર્જની અને મધ્યમા અગુલીના વચમા અતર ન હોય તો વૃદ્ધાવસ્થામા પુત્રાદિકથી સુખ મળે છે

## સ્ત્રી સુખ

પુરષના ડાબા હાથના તર્જની મધ્યમા અગુલીના વચમા અતર ન હોય, તો બાલપણુમા સ્ત્રીજન તરફથી સુખ મળે છે મધ્યમા અનામિકાનિ વચ્ચે અતર ન હોય તો તરુણુપણુમા સ્ત્રી તરફથી સુખ મળે છે અને અનામિકા અને કનિષ્ઠીકા વચ્ચે અતર ન હોય તો વૃદ્ધાવસ્થામા સ્ત્રી તરફથી સુખ મળે છે

## અંગુલીના પેરવાંપરની રેખાઓ

અનામિકાના છેવટના પેરવાપરની રેખા કરતા કનિષ્ટીકા અગુલીના છેવટના પેરવાપરની રેખા લાબી હોય તો માણુસ સપત્તીવાન હોય છે આવા માણુસને પિતા તરફથી સપત્તી મળે છે

ડાબા હાથપર જો આવી રેખા હોય તો માતૃપક્ષ મોસાળ તરફથી સપત્તી મળે છે

મધ્યમા અગુલીના છેવટના પેરાપરની રેખા કરતા તર્જની અગુલીના છેવટના પેરાપરની રેખા નાની હોય તો પિતૃધન ભ્રષ્ટ અને ધનવાન હોય છે

અગુષ્ટ અગુલીના પ્રમાણ કરતા વધારે લાંબા અથવા વધારે ટુંકા હોય તો ધન ધાન્યહીન આયુષ્યહીન માણસ થાય છે

## ભાર્યાહાની યોગ

મધ્યમા અગુલી દીર્ઘ-લાંબી હોય તો ભાર્યાહાની થાય છે [ મધ્યમા અગુલી બીજી અગુલી કરતા લાંબી હાય છેજ પણ પ્રમાણ કરતા વધારે લાંબી હોય તો સ્ત્રિની હાની થાય છે ]

અનામિકા દીર્ઘ-લાંબી હોય તો પુત્ર વિદ્યાભાગી થાય છે અગુલી પેરવા રહીત હોય અને અત્યત રક્તવર્ણ હોય તો માણસ દીર્ઘાયુષી થાય છે જો માણસના હાથ અને પગની અગુલીઓ પ્રમાણકરતા વધારે લાંબી અને જોડાયેલી હોય તો ભાર્યા વિરહ થાય છે અને પ્રમાણ કરતા ટુકી હોય તો માણસ દરિદ્રી થાય છે

## આયુષ્ય મર્યાદા

અનામિકાના ત્રિજા પેરવા કરતા કનિષ્ટીકા અગુલી લાંબી હોય તો શતાયુષી થાય છે જો પ્રમાણમા ઓછી વધતી લાંબી, ટુંકી, હાય તો પ્રમાણમા ૯૦, ૮૦, ૭૦, વરસનુ આયુષ્ય હોય છે

અનામિકાના ત્રિજા પેરવા કરતા કનિષ્ટીકા અગુલી પાચ યવ લાંબી હોય તો ૧૦૦ વરસનુ આયુષ્ય હોય છે
ચાર યવ લાંબી હોય તો ૯૦ વરસનુ આયુષ્ય હોય છે ત્રણ યવ કનિષ્ટીકા અગુલી લાંબી હોય તો ૮૦ વરસનુ આયુષ્ય હોય છે બે યવ કનિષ્ટીકા લાંબી હોય તો ૭૦ વરસનુ આયુષ્ય હોય છે અને કનિષ્ટીકા અગુલી જો અનામિકાના ત્રિજા પેરવા સુધીજ લાંબી હોય તો ૬૦ વરસનુ આયુષ્ય સમજવુ

# નખ વિચાર

नखै: कुर्मोन्नतै रक्तैः सपीठै दीप्तिसंयुतैः ।
नरा नराधिनास्यु सहितै पाटलै· क्रुशै ॥

અર્થ — નખ કાચબાના પીઠજેવા ઉંચા, નાના, ચપુખ્ત ગોટવે અંગુલીને જોડાયેલા તેજસ્વી, બારીક અને રતાસ પડતા રંગના હોય તો ઉત્તમ સમજવા આવા નખવાળો મનુષ્ય રાજા થાય છે

स्र्पाकारै स्तथा मग्नैर्वक्रै शुक्तियुतै ।
प्रस्विनैः पाड्डमि स्तीक्ष्णैः पुरुपा स्यु सुदु खीत ॥

અર્થ — નખ સુપડા જેવા, ફાટેલા, વાંકા, સફેદ ડાઘાવાળા, પગમેવો આરે એવા, જાડા અને તીક્ષ્ણ હોય તો માણસ દુખી થાય છે અંગુલીના અગ્રભાગમા નખ ચ્રાગેના હોય તો નિર્ધન સમજવા

वर्तुलैश्च महैश्वर्यं पुष्टैत सुभगो भवेत् ।
स्निग्धै पीतयुतै स्ताम्रै नंखै भवति भूमिपः ॥

અર્થ — નખ ગોળાકાર હોય તો મોટો ઐશ્વર્યવાન માણસ થાય છે પુષ્ટ હોય તો ભાગ્યવાન માણસ હોય છે સ્નિગ્ધ એટલે ચીકણા નખ, પીળાશ વાળા, તાંબાના રંગ જેવા નખ હોય તો માણસ રાજા થાય છે

श्वेतैर्यतित्व मत्स्याभै र्नखै पीतै सरोगता ।
पुष्पितै दुष्ट शीलत्वं क्रौर्य व्याघ्रोपमै र्नखैः ॥

**અર્થ** — નખ સફેદ રંગના હોય તો યતિત્વ, માછલીના રંગ જેવા અને પીળા રંગના હોય તો રોગ કારક, પુષ્પીત–સફેદ ભુરા રંગના હોય તો કુશીલ, અને વાઘના નખ જેવા તીક્ષ્ણ હોય તો માણસ ક્રુર થાય છે

शुक्त्याभैः श्यामलै. स्थूलै. स्फुटिताग्रैश्च नीलकै ।
अद्योति रुक्षै र्वक्रैश्च नखैः पातकीनो जनाः ॥

**અર્થ** — શંખના રંગ જેવા, કાળા, સ્થુલ, ફાટેલા અગ્રભાગ વાલા, નિલારંગના કાંતીહીન, મુંઝાયેલા, અને વાંકા નખ જેના હોય તે માણસ પાપી સમજવો

नखेषु विदवः श्वेताः पाण्योश्चरणयोरपि ।
आगंतवः प्रशस्तास्युः इति भोजनृपोऽभ्यधात् ॥

**અર્થ** — હાથ અને પગના નખ ઉપર સફેદ બીંદુ હોય તો શુભલક્ષણ સમજવુ નવા સફેદ બીંદુ હાથ અને પગના નખ ઉપર ઉત્પન્ન થાય તો ઉત્તમ લક્ષણ સમજવુ આવા સફેદ બીંદુ નખ ઉપર જ્યારથી આવે છે, ત્યારથી દુ:ખ નષ્ટ થાય છે, અને પ્રતિદિન સુખ વધતુ જાય છે

तर्जन्यादि नखैं र्भग्नै र्जीत मात्रस्य तु क्रमात् ।
अर्घ्य त्र्यंश चतुर्थांशाष्टांशास्युः सहजायुष ॥

**અર્થ** — તર્જની ઈત્યાદિના નખ ક્રમથી ભગ્ન થયા હોય તો આયુષ્યનો અર્ધો, ત્રિજો, ચોથો, આઠમો ભાગ ખાઈ ગયો છે એમ સમજવુ,

अंगुष्टस्य नखे भग्ने धर्म तीर्थे रतो भवेत् ।
कूर्मोन्नत्वे गुष्ट नखे नरःस्याद्भाग्य वर्जित ॥

**અર્થ**.— અંગુષ્ટનો નખ ભગ્ન થયો હોય તો તે માણુસ ધર્મ તીર્થમાં રત થાય છે અને અંગુષ્ટનો નખ કાચબાના પીઠ જેવો ઉંચો હોય તો માણુસ ભાગ્ય હીન થાય છે

પ્રથમથી માણુસ અધર્મી હોય તો પણુ અંગુષ્ટનો નખ ભગ્ન થયા પછી દાન, તીર્થ, દેવગુરૂના ઠેકાણે મેના તમગ હોય જે ઈતર અંગુલીના નખ ઉન્નત હોય તો શુભ સમજવા પણુ અંગુષ્ટનો નખ ઉન્નત હોય તો અશુભ અને ભાગ્યહીન સમજવો

## પ્રકરણ ૫ મું

## રેખા વિચાર

સ્ત્રિ અને પુરૂષોના હાથ ઉપર પુષ્કળ રેખાઓ જોવામા આવે છે પણ તેમા આપણા શાસ્ત્રકારોએ મુખ્ય રેખા ચારજ માની છે અને બાકીની રેખાઓ સામાન્ય માની છે
( જુવો આકૃતી નમ્બર ૫ ]

**आउ पुंस वधणं कुळवंस देह धम्म संपत्ती ।**
**पुव्वं भवसं वियाण पुन्नाणकह रेहाउं ॥**

**અર્થ** — આવખુ, પુત્ર, ધન, કુલવંશ, દેહ, ધાન્ય સંપત્તી, પુણ્ય વિગેરેનો બોધ રેખાપરથી થાય છે

લાભાલાભ સુખદુઃખ, જીવન, મૃત્યુ, જય, વિજય વિગેરેનો વિચાર રેખાપરથી થઈ શકે છે

પુરૂષના ડાબાહાથની રેખાપરથી ધન, રાજ્ય, વાહન, સ્ત્રિ વિગેરેનો વિચાર કરવો

પુરૂષના જમણા હાથની રેખાપરથી જ્ઞાન, ઐશ્વર્ય, યશ વિગેરેનો વિચાર કરવો

## ખાનું ગુણવર્ણન

### શુભ રેખા.

सुक्ष्मा स्निग्धाश्च गंभीरा प्रलंचा मधु पिंगला ।
अन्यावृत्ता गत च्छेदा कर रेखा शुभा नृणाम् ॥

અર્થ — બારીક, પ્રકાશમાન, તેજસ્વી, ઉંડી, વિશેષતાથી, મધનારંગ જેવી, પાછળ ન ફરેલી, છેદ વગરની રેખા શુભ સમજવી

त्यागाय रक्त गंभीराः सुखाय मधुपिंगलाः ।
सूक्ष्माश्रिये भवेयुस्ताः सौभाग्याय समूलकाः ॥

અર્થ — લાલરંગની અને ઉંડી રેખા ત્યાગ દર્શક છે મધનારંગ જેવી રેખા સુખ આપનારી છે સુક્ષ્મ એટલે બારીક રેખા ધન આપનારી હોય છે અને છેદ રહીત રેખા સૌભાગ્યની દર્શક સમજવી

### અશુભ રેખા

छिन्नाः सपल्लवास्थूलाः विषम स्थानकच्युताः ।
विवर्णाः स्फुटिता रूक्षाः नीलास्तन्यश्च नोत्तमाः ॥

**અર્થ** — છિન્ન એટલે વચમા તુટેલી, શાખા ફુટેલી, જાડી, વિષમ— જ્યા જાડી જોઈએ ત્યા બારીક અને જ્યા બારીક જોઈએ ત્યા જાડી, પોતીકુ સ્થાન છોડી બીજે ઠેકાણે ગયેલી, વિવર્ણ— કાતી રહીત, ફાટેલી, રૂક્ષ, નીનારગની, અતી બારીક રેખા અશુભ સમજવી

**क्लेशः सपल्लवा रेपा छिन्नाजीवित संशयम् ।**
**कदन्नं परुषा द्रव्य विनाशं विषमार्पयेत् ॥**

**અર્થ** — સપલ્લવ, કાટાવાલી રેખા હોય તો કલેશ આપનારી, છિન્ન હોય તો જીવીત સશય, રૂક્ષ હોય તો કદાન્ન આપવાવાલી, વિષમ હોય તો ધનનો નાશ કરવા વાલી સમજવી

**रेखाभि र्बहुभिः क्लेशः स्वल्पाभि र्धन हीनता ।**
**रेपा चतुष्पंच रेपाभ्यो बहुभेदा दरिद्रता ॥**

**અર્થ** — પ્રમાણ કરતા વધારે રેખા હોય તો કલેશ આપવા વાલી હોય છે પ્રમાણ કરતા ઓછી રેખા હોય તો ધન હીનતા થાય છે ચાર, પાચ અથવા અધીક ભેદ હોય તો દારિદ્ર કારક સમજવી

### સંપત્તી કારક રેખા.

પદ્મના પાનજેવી [ મુળમા જાડી અને પછી બારીક થયેલી ] રેખા અછીન્ન, માસલ સપૂર્ણ, સ્નીગ્ધ, રક્તવર્ણ, ગુલાબી રગની રેખા ધન આપનારી હોય છે

હળદર જેવી પીલારગની રેખા હોય તો ચોરીથી ધન મેળવ્યુ છે એમ સમજવુ

કાળા રંગવાલી અને તુટેલી રેખા હોય તો દાગગ્રસ્ત નાશ થાય છે નીલા રંગની અને સૂક્ષ્મ રેખા હોય તો ગોદ ઉત્પન્ન થાય છે અને સમ એટલે સીધી રેખા હોય તો પુંકળ ઉપભોગ મળે છે

મનુષ્યના હાથ ઉપર અનેક રેખાઓ હોય છે પણ તેમા ૧ ગોત્રરેખા ૨ ધનરેખા ૩ આયુષ્યરેખા અને ૪ થી ઉર્ધ્વ રેખા આ ચાર રેખાઓજ મુખ્ય માની છે અને બાકીની રેખાઓ સામાન્ય માની છે
[ જુવો આકૃતી નબર ૫ ]

अरेखं बहुरेखा वा येपां पाणितलं नृणां ।
तेस्सु रल्पायुपो निस्वादुःखिता नात्रसंशयः ॥

અર્થ — જેના હાથપર રેખાનો અભાવ હોય અથવા પુષ્કળ રેખા હોય તે માણસ અલ્પાયુ, દરિદ્રી, અને દુખી થાય છે

### રેખાઓનુ ફળ.

रेखास्ति स्वाप्य मूर्येपां संपूर्णा दोप वर्जिताः ।
गोत्रे धने जीवितेच तेषां वृद्धिर्न संशयः ॥

અર્થ — આ રેખાઓ જેના હાથ ઉપર સપૂર્ણ અને દોષ રહીત હોય તેનો વશ, ધન, અને આયુષ્યની વૃધ્ધી થાય છે એમા સશય નથી

### રેખાઓની સંજ્ઞા

हस्तरेपा त्रयं चैत द्विश्वत्रय मुदा वृतम् ।
पितृरेपोर्ध्व लोकः स्थान्मातृरेपा च मानवी ॥
पाताल मायु रेपास्यादेता दक्षिण हस्तगाः ।

**અર્થ** '— હાથ ઉપરની આ ત્રણ રેખા એટલે ત્રિલોક છે ગોત્ર અથવા પિતૃરેખા સ્વર્ગ લોક છે ધન અથવા માતૃરેખા માનવ લોક છે અને આયુષ્યરેખા પાતાલ લોક છે આપ્રમાણે જમણા હાથપરની રેખાઓ સમજવી
[ જુવો આકૃતી નબર ૧ ]

## રેખાઓની આવસ્થા.

**पितृरेखा बाल्यत्रय स्तारुण्यां मातरेषिका ।**
**वार्धक्या मायुरेषायां वायुः पित्तं कफस्तथा ॥**

**અર્થ** — પિતૃરેખા પર બાલ્યાવસ્થા, મતૃરેખાપર તરુણ અવસ્થા અને આયુરેખાપર વાર્ધક્યનો વિચાર કરવો તેમજ પિતૃરેખાપરથી વાતનો, માતૃરેખાપરથી પિત્તનો અને આયુરેખા પરથી કફનો વિચાર કરવો

## રેખાપરથી સ્વભાવજ્ઞાન.

**चर स्थिर द्विभावः पुं स्त्री नपूसकाभिधाः ।**
**नभ स्थलाबु चारिण्यः सत्व रज स्तमात् ॥**

**અર્થ** — [ ૧ ] ચર એટલે ચચળ, સ્થિર એટલે ગભીર અને દ્વિસ્વભાવ [ ૨ ] પુરુષ, સ્ત્રિ, અને નપુસક [ ૩ ] આકાશ સ્થળ, અને જલ [ ૪ ] સત્વ, રજ, અને તમનો વિચાર અનુક્રમથી ગોત્રરેખા, માતૃરેખા, અને આયુ રેખાપરથી કરવો

## જન્મમૃત્યુનો વિચાર

**यस्या प्राधान्यमेतास्तु तस्या रूपं निरूपयेत ।**
**जीवस्या गमनं वामे गमनं दाक्षिणे करे ॥**

**અર્થ** — આ રેખાઓમાથી જે રેખા પ્રાધાન્ય સ્પષ્ટ દેખાતી હોય તેનુ સ્પષ્ટીકરણ કરવુ જન્મનો વિચાર ડાબા હાથપરથી અને મૃત્યુનો વિચાર જમણા હાથપરથી કરવો

જીવ ક્યા અવસ્થામાથી જન્મેલો છે, એટલે જીવ ક્યા લોકમાથી આવેલ છે તે ડાબાહાથપરની ત્રણ રેખામાથી જે રેખા પ્રમુખ હોય —સ્પષ્ટ દેખાતી હોય તે લોકમાથી જીવ આવેલ છે એમ સમજવુ ઉદાહરણ — ડાબાહાથપર જો માતૃરેખા પ્રમુખ દેખાતી હોય તો જીવ મૃત્યુ લોકમાથી આવેલ છે એમ જાણવુ અને જમણાહાથપર જે રેખા પ્રમુખ દેખાતી હોય તે લોકમા જીવ જવાનો છે એમ સમજવુ ઉદાહરણ — જો જમણા હાથપર ત્રણ રેખામાથી ગોત્ર રેખા પ્રમુખ દેખાતી હોય તો જીવ સ્વર્ગ લોકમા જવાનો છે એમ જાણવુ

# આયુરેખા વિચાર

આયુરેખા કનિષ્ઠીકા અગુલીના નિચેથી નિકલી તર્જની અગુલીના નિચે જાય છે ( જુવો આકૃતી નબર ૮ )

**यावं त्यॊंगुलयो लंघ्या मूला ज्ञीवित रेखया ।**
**तावंत्य शरंदाज्ञेया· पंचविंशतयो बुधैः ॥**

**અર્થ** — આયુરેખા મૂળથી એટલે કનિષ્ટીકા અગુલીથી જેટલી અગુલી ઉલની જાય છે તેટલા પચવીસા આયુષ્ય હોય છે જો આયુરેખા કનિષ્ટીકાથી તર્જનીસુધી ગઈ હોય તો ૧૦૦ વરસનુ આયુષ્ય સમજવુ જો મધ્યમાસુધી આયુષ્યરેખા ગઈ હોય તો ૭૫ વરસનુ આયુષ્ય સમજવુ અનામિકા અગુલીસુધીજ જો આયુરેખા ગઈ હોય તો ૫૦ વરસનુ આયુષ્ય સમજવુ ( જુવો આકૃતી નબર ૮ મા ૧, ૨, ૩ ની રેખા )

**वामेच मित्र वेधेन जले मृत्यु समादिशेत् ।**
**रेपा सरल वेधेन शस्त्रेण मृत्युमादिशेत् ॥**

**અર્થ** — આયુરેખાપર ડાબા બાજુથી મિત્રવેધ હોય તો પાણીથી મૃત્યુ થશે એમ જાણવુ સીધી રેષાથી વેધ થયો હોય —એટલે રેષા કપાઈ હોય તો શસ્ત્ર લાગવાથી મૃત્યુ થશે એમ સમજવુ

( જુવો આકૃતી નબર ૯ )



આકૃતી ન ૭



આકૃતી ન ૮



આકૃતી ન ૯

दक्षिणे दाक्षिणे वेधे वन्हीसर्प भयान्मृति ।
वाम दक्षिण पार्श्वस्या वेधान्मृत्युर्महारुजः ॥

અર્થ — આયુરેખાને જમણા બાજુથી વેધ થયો હોય તો અગ્નિ, સર્પ, ભયથી મૃત્યુ અને ડાબા બાજુથી જમણી તરફ વેધ પાછળના ભાગમા થયો હોય તો મહારોગ — રક્ત પિતીયો મૃત્યુ થશે એમ સમજવુ

( જુવો આકૃતી નબર ૧૦ મા ૧ )

प्रांते जीवित रेपाया स्तिर्यग् रेपा यदा भवेत् ।
तदाश्वात्पतितो ज्ञेयः साश्यामाचे त्खराद्भयम् ॥

અર્થ — આયુરેખાના છીમા ઉપર જો આડી — ત્રાંસી રેખા હોય તો ઘોડા પરથી પડવાનો ભય હોય છે આ આડી રેખા જો કાળા રગની હોય તો ગધેડા પરથી પડવાનો ભય હોય છે

( જુવો આકૃતી ન ૧૦ મા ૪ )

आयुरेपा मध्यमे भागे उभे रेपे व्यवस्थिते ।
एका दीर्घालघुश्चैका तदोर्ध्वे निपतेग्दहात ॥

અર્થ —આયુરેખાના મધ્યભાગમા બે ઉભી રેખા, એક લાંબી અને એક ટુકી હોય તો ઉપરથી અથવા ઘર ઉપરથી પડવાનો અકસ્માત નડે છે

( જુવો આકૃતી નબર ૧૦ મા ૨ )

आयुरेपा तलेवक्रा या रेपाकुश वद्भवेत ।
तदा हस्तीभयं विद्याद्रेपा भिन्ने जलाद्भयम् ॥

**અર્થ** — આયુરેખાના નિચેના ભાગમા વાંકી અંકુશ જેવી રેખા હોય તો હાથીનુ ભય સમજવુ અને આયુરેખા જો ભિન્ન એટલે ફાટા ફુટેના હોય તો પાણીથી ભિતી સમજવી

( જુવો આકૃતી નંબર ૧૦ મા ૩ )

**आयुरेषा तले वक्रा तदा रक्त विकारत: ।**
**गंडव्रणा दीर्घांतो वातद्वर्षा गमेथयम् ॥**

**અર્થ** .— આયુરેખા નિચેના ભાગમા વાંકી થઈ હોય તો રક્ત વિકાર ગડવ્રણાદિથી તે વરસના સન્વાતમા ભય રહે છે

( જુવો આકૃતી નંબર ૧૧ મા ૧ )

**आयुरेषांतरे शुक्ला बिंदवः सन्निपातदा ।**
**अग्निभि र्बिंदुभि रक्तैः श्यामैर्बंध भयम भवेत् ॥**

**અર્થ** — આયુરેખામા સફેદ બીંદુ હોય તો સન્નિપાતથી ભય, લાલ રંગના બીંદુ હોય તો અગ્નિથી ભય, અને કાળા રંગના ડાઘા હોય તો કારાગ્રહનો ભય હોય છે

( જુવો આકૃતી નંબર ૧૧ મા ૨ )

આયુરેખાને અંગુલી તરફ ફાટા હોય તો હાની સુચક સમજવા

( જુવો આકૃતી નં ૧૨ )

આયુરેખાની શાખા અંગુષ્ટ તરફ જતી હોય તો સંપત્તી કારક સમજવી

( જૂવો આકૃતી નંબર ૧૨ )




આકૃતી ન ૧૦




આકૃતી ન ૧૧



આકૃતી ન ૧૨



આકૃતી ન ૧૩

आयुरेषां तरे छेदे जलाद्वा ज्वलनाद्भयम् ।
स्त्री प्रसंगादप यशस्तथाल्प मृति संभव ॥

અર્થ — આયુરેખામા છેદ હોય તો પાણી અને અગ્નિથી ભય સમજવુ ડાબા હાથપર છેદ હોય તો સ્ત્રિ પ્રસગથી અપ યશ અને સ્ત્રીનો અપમૃત્યુ થવાનો સભવ હોય છે ( જુવો આકૃતી નમ્બર ૧૩ )

अंतेयदायु रेखा रेपांगुष्ट धनोन्मुखी ।
तदा पूर्वे सुखी पश्चाद्दु खी वा निर्धन पुमान् ॥

અર્થ — આયુરેખાના અતમા નિકલેની રેખા અગુષ્ટ અને ધનરેખા સનમુખ જતી હોય તો યુવાવસ્થામા સુખી અને વૃદ્ધાવસ્થામા દુખી અથવા નિર્ધન માણુસ થાય છે

# ધનરેખા—માતૃરેખા

**ધનરેખા**—આયુરેખાના નિચે પશ્ચિમ દિશામાથી નિકળી અગુષ્ટ અને તર્જનીના મધ્યભાગ તરફ ત્રિવેણીસ્થાન સુધી જાય છે ( જુવો આકૃતી ન ૧૪ )

**अस्ताचला द्रव्यरेपा रक्ताखडा धनप्रदा ।**
**तस्याचे त्पल्लवा जीव रेखा सुख अपत्यदा ॥**

**અર્થ** — પશ્ચિમ તરફથી નિકળેલી ધનરેખા રક્તવર્ણ-લાલરગની અને અખડ હોય તો ધન આપનારી હોય છે ધન રેખાને જીવરેખા તરફ ફાટા હોય તો સતતીદાયક હોય છે

અગુષ્ટમાએ ધનરેખાને જેટલા ફાટા હોય તેટલા માર્ગ ધન મેળવવાના સમજવા
( જુવો આકૃતી નબર ૧૫ )

ધનરેખાનો છેદ – વચમા તુટેલી -- થયો હોય તો રાજ દડ થાય અને ધનરેખાનો વેધ ( બીજા રેખા ઓથી ખડીત ) થયો હોય તો ચોરથી દ્રવ્યની હાની થાય
( જુવો આકૃતી નબર ૧૬ )

પિતૃરેખામાથી એક રેખા નિકળી જો ધન ધનરેખાને મળે તો પિતાના ધનનો ઉપભોગ મળે છે.
( જુવો આકૃતી નબર ૧૭ મા ૨ )

**धनरेपा यस्य दीर्घा तस्य धान्य महम्दुतम् ।**
**भिन्नारेपा भवेोद्भिन्नं द्रव्य व्ययसमाकुलम् ॥**

**અર્થ** — જેના હાથપર ધનરેખા લાબી હોય તેને પુષ્કળ




આકૃતી ન ૧૪



આકૃતી ન ૧૫



આકૃતી ન ૧૬




આકૃતી ન ૧૭

ધન ધાન્ય હોય છે ધન રેખા જો ત્રિશૂળ (બે, ત્રણ ફાટા વાલી રેખા) હોય તો દ્રવ્ય નો વ્યય—ખર્ચ વધારે થાય

(જુવો આકૃતી ન ૧૭ મા ૧)

ધન રેખાને મૂળમા અથવા અતમા જો બે ફાટા હોય તો ધન નો ખર્ચ વધારે થાય

**ત્રિશૂળ**—ત્રણ ફાટા વાલી ધન રેખા હોય તો ધનલાબા વખત સુધી ટકે નહી ત્રિસૂળ જો ધન રેખાની વચમા હોય તો છળ, કપટ, વિગેરે અનિતીના માર્ગથી ધન મેળવે છે

આયુ રેખા કરતા જો માતૃરેખા—ધન રેખા ટુકી હોય તો માણસના આયુષ્યમા ધનની હાની થાય છે

જો આયુ રેખા કરતા ધનરેખા લાબી હોય તો માણસ જીવે ત્યા સુધી સપત્તી રહે

ડગપૃષ્ટથી નિકળી એકાદી રેખા જો ધન રેખાને મળે તો પશ્ચિમ દિશા તરફથી ધન લાભ થાય સતાનના ધનનો ઉપભોગ અથવા બીજાની મીલ્કત મળે છે આ રેખા જો વજ્ર રેખાને મળે તો મત્રીપદ મળે આયુરેખાની શાખા જો ધન રેખાને મળે તો પુત્ર અથવા પુત્રી ભાગ્યવતી થાય

ડાબા હાથપર ધનરેખા જમણા હાથ કરતા મોટી હોય તો તેનો સસરો શ્રીમાન હોય છે આ ડાબા હાથ પરની ધન રેખા જો આયુષ્યરેખાને મળી હોય તો સસરા તરફથી ધનનો લાભ થાય છે આ રેખામા છેદ હોય તો ધન મળતુ નથી

ગોત્ર રેખાની શાખા જો ધનરેખાને ડાબા બાજુથી મળે તો તેની બેન ભાગ્યવતી થાય

# ગોત્રરેખા—પિતૃરેખા

પિતૃરેખા અથવા ગોત્રરેખા મણીબધથી નિકળી અગુષ્ટ અને તર્જનીના મધ્યભાગ તરફ જાય છે
(જુવો આકૃતી ન ૧૮)

## કુલવાન માણસની રેખા.

**गोत्र रेपाथयस्य स्यादखंडा वेध वर्जिता ।**
**गोत्रे सन्मुखमायाति सर्वेषामाश्रयः पुमान् ॥**

અર્થ —જેની ગોત્રરેખા અખડ અને વેધ રહીત હોય છે તે માણુસ પોતાના કુળમા મુખ્ય હોય છે અને તે માણસ સર્વનો આશ્રય સ્થાન બને છે

ગોત્ર રેખામા જો છેદ હોય તો તે માણસનો વશ ટકતો નથી કારણુ તે માણુસ પુત્ર હીન થાય છે પણ છેદના ઠેકાણે જો બીજી રેખા આવીને મળી હોય તો બીજાના સતતીથી વશ વૃધ્ધી થાય છે

(જુવો આકૃતી ન ૧૯ મા ૧)

ગોત્ર રેખાના મૂળમા જો છેદ હોય તો જાર કર્મથી જન્મ થાય છે અથવા જન્મ વખતે પિતાને મરણુ તુલ્ય દુ ખ થાયછે આવો માણુસ કુળમર્યાદાનુ ઉલ્લઘન કરવા વાળો થાયછે

ગોત્રરેખાના મૂળમા જો માછલીનુ ચીન્હ હોય તો કુળ પવીત્ર હોય છે (જુવો આકૃતી ન ૨૦)

**यावंतः पल्लवा अरयां माया सन्मुख गामिन ।**
**तावतः पितृद्रव्यस्य कत्रेयुर्भाग हारिणः ॥**



આકૃતી ન ૧૮



આકૃતી ન ૧૯



આકૃતી ન ૨૦




આકૃતી ન ૨૧

અર્થ —ગોત્ર રેખાને આગળી સન્મુખ જેટલી શાખા હોય તેટલા ભાગીદાર વડીલોપાર્જીત મિલ્કતના થાય છે અને ક્લેશ થાય છે (જુવો આકૃતી ન ૨૧ મા ૨)

**यावंतः पल्लवा राज्ञोभि मुखास्ते प्रियवंदाः ।**
**भ्रातरः स्वजनाः कार्येपुस साहाय्यकारिणः ॥**

ગોત્રરેખાને અંગઠા તરફ જેટલી શાખા હોય તેટલા બધુ અને આપ્તજન સાથે સબધ સારો હોય છે અને આપ્તજન સાહાય્યકારી નિવડે છે
(જુવો આકૃતી ન ૨૧ મા ૩)

**मणीबंध उपयद्यापए सिणीजाव अइगयारेहा ।**
**बहुबधु समाइनं कुलत्तस निडी से तस्य ॥**

અર્થ —મણી બધથી નીકલી થેટ તર્જની સુધી ગયેલી ગોત્ર રેખા પુષ્કળ બધુ, બાધવ, મોટુ કુટુબના કુળની દર્શક જાણવી.

ગોત્રરેખા દીર્ઘ એટલે લાબી હોય તો કુળ વશ દીર્ઘ કાળ પર્યંત હોય છે જો ગોત્રરેખા અતી બારીક હોય તો મરણનુ પ્રમાણ વધુ પ્રમાણમા કુળમા થાય

ગોત્રરેખા વચમા અદ્રશ્ય થઈ હોયતો તેને છીન્ન રેખા સમજવી અને આરભમા બે અથવા ત્રણ ફાટા હોય તો ભિન્ન રેખા સમજવી અને તે પ્રમાણે તેનુ ફળાધીસ સમજવુ

# ઉર્ધ્વ રેખા અથવા ભાગ્ય રેખા.

મણીબંધથી નિકલી અંગુષ્ટ વિગેરે પાંચ આંગળી તરફ જવાવાલી જે રેખા તેને ઉર્ધ્વરેખા—ભાગ્ય રેખા કહે છે આ ઉર્ધ્વ રેખા પાંચ પ્રકારની છે
(જુવો આકૃતી નં ૨૨)

अस्कंडा अप्पुडिया पल्लव रहिया तथा अविच्छिन्ना ।
एगावि उड्ढरेहा सहस्स जण पोषणी ॥

**અર્થ** —અખંડીત, પલ્લવ શાખા રહીત, અવિચ્છિન્ન, આની એક ઉર્ધ્વ રેખા જો માણુસના હાથપર હોય તો તે માણુસ હજાર જણાને પોષે છે આવી એકજ રેખા હાથ ઉપર હોય તો આવું ફળ મળે છે, તો પછી જેના હાથપર પાંચ પ્રકારની ઉર્ધ્વરેખા હોય તેના ભાગ્યનું પુછવું જ શું ?

## પાંચ પ્રકારની ઉર્ધ્વ રેખા.

(૧) ઉર્ધ્વ રેખા મણીબંધથી નિકળી અંગુષ્ટ તરફ ગઈ હોય તો તે માણુસ રાજા થાય છે
(જુવો આકૃતી નં ૨૨ મા ૧)

(૨) મણી બંધથી નિકલી તર્જની તરફ જેની ઉર્ધ્વરેખા ગઇ હોય તે માણુસ રાજ સુખ ભોગવવા વાળો અથવા રાજાનો મંત્રી થાય છે
(જુવો આકૃતી નં ૨૨ મા ૨)

(૩) ઉર્ધ્વરેખા મણી બંધથી નિકલી મધ્યમા અંગુલી તરફ ગઈ હોય તો આચાર્ય અથવા પ્રખ્યાત સેનાપતી થાય છે
જુવો આકૃતી નં ૨૨ મા ૩)




આકૃતી ન ૨૨




આકૃતી ન ૨૩



આકૃતી ન ૨૪

(૪) મણી બંધથી નીકલી અનામિકા આગુલી તરફ ઉર્ધ્વ રેખા ગઈ હોય તો વેપારી, ધનવાન અને નેતા માણસ થાય છે

(જુવો આકૃતી નં ૨૨ મા ૪)

(૫) મણી બંધથી નિકલી કનિષ્ઠીકા આગુલી તરફ જો ઉર્ધ્વ રેખા જાય તો મહા યશસ્વી, સુખી અને ભાગ્યવાન માણસ થાય છે

( જુવો આકૃતી નંબર ૨૨ મા ૫ )



## સ્ત્રી રેખા.

સકીર્ણ રેખામા સ્ત્રિ રેખાનો વિચાર પ્રથમ કીધો છે કારણ સસારનુ મુળ સ્ત્રિ છે સ્ત્રિને અર્ધાગી કહેવામા આવે છે માટે સ્ત્રિ રેખા બાબત નો વિચાર પ્રથમ કીધો છે

**स्त्रीरेखा वाम हस्ते स्यादायु रेपा स्त्वभावत ।**
**दाक्षिणैः पल्लवै स्तस्यां सुखं यदि दुःख वामतः ॥**

અર્થ :—પુરૂપના ડાબા હાથપગની આયુરેખા એજ સ્વભાવત સ્ત્રિ રેખા છે આ રેખાને જમણા બાજુ તરફ શાખા હોય તો સ્ત્રિ સુખ મળે અને ડાબા બાજુ તરફ શાખા હોય તો દુ ખ સમજવુ

(જુવો આકૃતી ન ૨૩)

**आयुर्लेखा कनिष्टां तर्लेखास्यु गृहिणी प्रदाः ।**
**समाभिः शुभ शीलस्था विपमाभिः कुशीलका ॥**

અર્થ —આયુરેખા અને કનિષ્ટીકા અ ગુલીના વચમા જેટલી રેખાઓ હોય તેટલી સ્ત્રિઓ મળે છે

(જુવો આકૃતી ન ૨૩ મા ૧)

આ રેખા સરળ હોય તો સુશીલ અને વાકી હોય તો કુટીલ સ્ત્રિ મળે છે

આ સ્ત્રિ રેખા લાબી હોય તો કુમારી, સ્પષ્ટરેખા હોય તો પુનર્લગ્ના સ્ત્રિ મળે છે સ્નિગ્ધ રેખા હોય તો સ્ત્રિ તરફથી પુષ્કળ સુખ મળે છે તુટેલી રેખા હોય તો દુ ખ સમજવુ

આવુજ ફળ સ્ત્રિઓના જમણા હાથ પરથી પતીના સુખ દુ ખ બાબત સમજવુ

સ્ત્રિના જમણા હાથપગની આયુ રેખાને પતી રેખા માની છે જો આ રેખા નો ભેદ—વચમાથી તુટેલી હોય તો વિધવા યોગ સમજવો

કનિષ્ટીકા આગુલીના મુળથી મણીમધ સુધી જે રેખાઓ હોય છે તે રેખાઓ જો સ પૂર્ણ અને સ્પષ્ટ હોય અને સિંહાસન વિગેરે જે રાજયોગના લક્ષણ બતાવ્યા છે તે લક્ષણ હાથપર હોય તો આવા રાજયોગી માણુસને કનિષ્ટીકાથી મણીબધસુધી જેટલી રેખાઓ હોય તેટલી સ્ત્રિઓ મળે છે

પિતૃરેખા અને અગુષ્ટના વચમા જેટલી ઉર્ધ્વ રેખાઓ હોય તેટલી સ્ત્રિઓ સાથે ઉપભોગ થશે એમ સમજવુ

(જુવો આકૃતી ન ૨૩ મા ૨ )

યોગી, સાધુ, વિગેરેને સ્ત્રિ સગમ હોતો નથી માટે તેઓની સ્ત્રિ રેખાપરથી ભક્ત, શિષ્ય વિગેરેની કલ્પના કરવી

યોગીની, સાધ્વી વિગેરેને પતિસુખ હોતુ નથી માટે તેમના જમણા હાથ પરના પતીરેખા પરથી ગુરૂનુ સુખ, જ્ઞાન, યાત્રા, તપ વૃધ્ધિ વિગેરેનો વિચાર કરવો

મણીબધ અને અગુષ્ટના વચમા જેટલી ઉર્ધ્વ રેખાઓ હોય તેટલી સ્ત્રિઓ સાથે પ્રેમસબધ હોય છે

---

૨

## સતાન રેખા.

કનિષ્ટીકા અગુલીના નિચે અને સ્ત્રિરેખાના ઉપર જે ઉર્ધ્વ સરળ રેખા હોય છે તે સતતી રેખા સમજવી.

જો આ સતતીદાયક રેખાની સંખ્યાસમ હોય તો પ્રથમ સ્ત્રિ સતતી સમજવી અને જો વિષમ સંખ્યા હોય તો પ્રથમ પુત્ર સતતી સમજવી

અંગુષ્ટના મુળમાં મણીબંધસુધી જેટલી ઉર્ધ્વ રેખાઓ હોય છે તે સતતીકારક રેખા સમજવી આ રેખાઓમાં જેટલી સરળ, લાંબી અને સ્પષ્ટ રેખા દેખાતી હોય તે પુત્ર સતતીકારક રેખા સમજવી અને જેટલી પાતલી અસ્પષ્ટ અને ટુકી રેખા હોય તે કન્યા સતતીકારક રેખા સમજવી આ રેખાઓ અછિન્ન, વચમાથી તુટેલી ન હોય તો બાલક દીર્ઘાયુષી થાય છે અને છિન્ન, ભીન્ન, અસ્પષ્ટ રેખા હોય તો અલ્પાયુષિ થાય છે

---

## બંધુ ભગિની દર્શક રેખા.

મણીબંધથી અંગુષ્ટના મૂળસુધી જેટલી રેખાઓ હોય છે તે બંધુ ભગિનીની દર્શક રેખા સમજવી

( જુવો આકૃતી નં ૨૪ )

આ રેખા બારીક હોય તો ભગીની દર્શક સમજવી અને જો આ રેખા મોટી હોય તો બંધુ દર્શક સમજવી

અંગુષ્ટ તરફથી મણીબંધ તરફ આ રેખા તપાસી જોતા પ્રથમ રેખા ટુકી હોય તો ભગિની દર્શક સમજવી અને આ પ્રથમ રેખા જો લાંબી અને મોટી હોય તો બંધુ દર્શક સમજવી

આ રેખાઓ સમ સંખ્યામા હોય તો પ્રથમ ભગિનીનો જન્મ અને વિષમ સંખ્યામા હોય તો પ્રથમ બંધુનો જન્મ સમજવો



ત્રણુસો વર્ષ પૂર્વની હસ્ત લિખીત ગ્રંથની આકૃતી

આકૃતી ન ૭૫

આ રેખાઓમા જેટલી રેખા છિન્ન, ભિન્ન, અને અસ્પષ્ટ હોય તેટલા બધુ અથવા ભગિની મૃત થએલા સમજવા અને જેટલી રેખાઓ સ્પષ્ટ હોય તેટલા ભાઈ બેન છવતા સમજવા

## ધનવૃદ્દિ રેખા.

છવ રેખા ( આયુ રેખા) ની જેટલી શાખા ફુળ રેખા – ગોત્ર રેખાસુધી આવી હોય તે ધન વૃધ્દિકારક રેખા સમજવી આ રેખા અખડ અને સ્પષ્ટ હોવી જોઈએ

( જુવો આકૃતી ન ૨૫ )

## પદવી રેખા.

અગુષ્ટના નિચે અને ગોત્ર રેખા સમીપ તિરછી રેખા હોય તો શ્રેષ્ટપદ, રાજપદ, અથવા મત્રીપદ મળે છે એક રેખા હોય તો સાધારણુ ફળ, બે રેખા હોય તો મધ્યમ ફળ, અને ત્રણુ રેખા હોય તો ઉત્તમ ફળ સમજવુ

## ભાગ્ય રેખા.

કનિષ્ટીકા અગુલીના મુળમાથી નિકલી છવીત રેખા સન્મુખ જે રેખા જાય છે તે ભાગ્યરેખા જાણુવી આ રેખા અખડીત અને સ્પષ્ટ હોય તો સુખ આપનારી હોય છે

## ધર્મ રેખા.

અનામિકા અગુલીના નિચે છવીન રેખા સન્મુખ જે સરળ રેખા હોય છે તે ધર્મ રેખા સમજવી
( જુવો આકૃતી ન ૨૫ )

## વ્રત રેખા.

મધ્યમા અને અનામિકાના વચમાથી જે રેખા નિકળે છે તે વ્રત રેખા સમજવી

## ગૃહબધ રેખા.

પિતૃરેખા, ધનરેખા અને જીવન રેખાનુ મિલન થાય તો તેને ગૃહબધ રેખા સમજવી, પિતૃરેખા, માતૃરેખા અને આત્મરેખા (આયુષ્ય રેખા) નો ત્રિવેણી સગમ થાય અને અન્ય રેખાઓ તેમા મળી હોય તો રાજ્યસમુદાય, પચકુલન્યાસ, વ્યવસ્થા વિગેરે બધ સમજવો જો આવી રેખા ન હોય તો સર્વ વ્યવસ્થાનો વિનાશ સમજવો

## મૃત્યુ રેખા.

પૂર્વ સમુદ્ર (અગુષ્ટ અને તર્જનીના મધ્યનો ભાગ) માથી નિકળી કરપૃષ્ટ તરફ જે રેખા જાય છે તે મૃત્યુ રેખા સમજવી

## યાત્રા રેખા.

અગુષ્ઠના મુળમાથી નિકળી પિતૃરેખાને જે આડી રેખા મળે છે તે યાત્રા રેખા સમજવી

## વાહન રેખા.

પૂર્વસમુદ્રમાથી નિકળી ગોત્રરેખા સમીપમા સરળ રેખા અગુષ્ઠના મળસુધી જાય છે તે વાહનનુ સુખ આપવાવાળી રેખા સમજવી



ભાગ્ય, લાભહાની, સ્ત્રીપ્રાપ્તી, ઉપપત્તી, યાત્રા, વાહન, વૈભવ, દારિદ્ર, રાજમાન વિગેરે બતાવનાર

પુરૂષનો ડાબો હાથ

આકૃતી નં ૨૬

આ રેખા વાંકી હોય તો ઘોડાનુ વાહન સુખ મળે, અને સરળ રેખા હોય તો પાલખીનુ સુખ મળે

## મિત્ર રેખા.

પુરૂષના જમણા હાથની અગુનીના પહેલા પર્વ ઉપર જેટલી સરળ—ઉર્ધ્વરેખા હોય તેટલા મિત્ર સમજવા

(જુવો આકૃતી ન ૨૫ )

## શત્રુ રેખા.

પુરૂષના ડાબા હાથના અગુલીના પ્રથમ પેરવા ઉપર જેટલી ઉર્ધ્વ—સરળ રેખા—હોય તેટલા શત્રુ સમજવા
( જુવો આકૃતી નબર ૨૬ )

પણ સ્ત્રિઓના ડાબા હાથ પરની આવી રેખાઓ મિત્રની દર્શક સમજવી.

## કરપૃષ્ટ ઉપરની રેખાઓનું ફળ.

**અગુષ્ટ**—અગુષ્ટના પાછળના ભાગપર નખના નિચેના ભાગપર જેટલી રેખાઓ હોય તેટલા વિસા આયુષ્ય સમજવુ એટલે એક રેખા હોય તો વીસ વરસનું આયુષ્ય, બે રેખા હોય તો ચાળીસ વરસનુ આયુષ્ય, આ પ્રમાણે સમજવુ અને તે માણુસનો જન્મ અને મૃત્યુ રાત્રીનો સમજવો

**તર્જની.**— તર્જનીના પાછળના ભાગના પેરા ઉપર જેટલી દીર્ઘ – લાંબી રેખાઓ હોય તેટલા ક્લેશ, રોગ, બધ, અતી ઠંડી વિગેરેની ઉત્પત્તી સમજવી આવા રોગ રાત્રીના સમયમા થાય છે

**મધ્યમા** — મધ્યમા અગળીના પાછળના ભાગ ઉપરના રેખા પરથી ધન ચોરીથી મેળવેનુ, પરસ્ત્રી લપટ, રાતના ભોજન કરના વાલો અને ગતના ભ્રમણુ કરવાવાલો માણસ હોય છે

**અનામિકા** — અનામિકા અગુલીના પાછળના પર્વ ઉપરની રેખાથી રાત્રી ભોજન ન કરવા વાલો, પરોપકારી, ધર્મમા ધ્યાન રાખવાવાલો અને નિદ્રા સુખી સમજવો

**કનિષ્ટીકા** — કનિષ્ટીકા અગગીના પાછળના પેરના ઉપરની રેખા પરથી અધર્મ કર્મ કરવા વાલો, અન્યાયી, દુષ્ટ, અને ધર્મદ્રોહી, માણુસ સમજવો



## પ્રકરણુ ૬ ઠ્ઠું

---

### બત્તીસ ચિન્હ—રેખા વિચાર.

પુંકળ પુણ્યવાન, ધાર્મિક, અને ભાગ્યવાન માણુસના હાથ ઉપર નિચેના ૩૨ ચિન્હરેખા જોવામા આવે છે

આપણા શાસ્ત્રકારોએ ચિન્હ રેખાને ઘણુ મહત્ત્વ આપેલુ છે જે પાશ્ચિમાત્ય શાસ્ત્રકારોના ગ્રથમા બીલકુલ જોવામા આવતુ નથી પુંકળ વેળા હાથઉપર ભાગ્યરેખા—ધનરેખા વિગેરે સપૂર્ણુ અને અખડીત જોનામા આવે છે પણુ આવા માણુસને દ્રવ્યનુ સુખ હોતુ નથી જ્યારે ઘણાઓના હાથ ઉપર ભાગ્યરેખા, ધનરેખાનો બીલકુલ અભાવ હોવા છતા આના માણુસને ધનસુખ અને ઇતરસુખ પૂરેપુરૂ જોવામા આવે છે

આ પરથી સાબીત થાય છે કે ફકત રેખા ઉપરજ આધાર ન રાખતા તે સિવાય ચિન્હ, લક્ષણુ વિગેરેનો પણુ વીચાર કરવો આવશ્યક છે, અને આપણા પૂર્વાચાર્યોએ એનો બારીકાથી વિચાર કિધો છે

હાથ ઉપરની મુખ્ય રેખાઓ જોવામા—સમજવામા વિશેષ શ્રમ પડતો નથી પણુ હાથઉપરના ચિન્હ —લક્ષણુ સમજવામા એનું ગ્રહણુ કરવામા, ઘણી મેહનત, નિરીક્ષણુ અને અનુભવની ખાસ જરૂર છે આકૃતી ન ૬ મા જે ચિન્હ બતાવેલા છે તે તેવાજ સ્વરૂપમા હાથ

ઉપર જોવામા આવતા નથી ફક્ત રેખાઓની out line થી એની કલ્પના કરી શકાય છે કોઈ ચિન્હ ઉપરના ત્વચામા હોય છે જ્યારે કોઈ અતર ત્વચામા પણ જોવામા આવે છે જેથી એનુ જ્ઞાન થના માટે ખાસ નિરીક્ષણ અને અનુભવ મેળવવાની જરૂર છે

જૈન શાસ્ત્ર ઉત્તરાધ્યયન સૂત્રના આઠમા અને પદરમા અધ્યાયની ટીકામા આવા ચીન્હ અને લક્ષણનુ વર્ણન છે—

તીર્થંકર, ચક્રવર્તિના શરીરમા ૧૦૦૮ લક્ષણ હોય છે અને વાસુદેવ, પ્રતિવાસુદેવ, અને બલદેવના શરીરમા ૧૦૮ લક્ષણ હોય છે અને તેમના ઉતરતા નિચેના દરજ્જાવાલા રાજા વિગેરેના હાથઉપર ૩૨ લક્ષણ હોય છે (આજ કાલના જમાનામા પાચ લક્ષણ હોય તો પણ શ્રેષ્ટ સમજવા )





ધર્મ, દીક્ષા, વિધવાયોગ, સાસુ, સસરા, જેઠ, દિયર, નણદ, પતિસુખ, સોકની સતતી વિગેરે બતાવનાર

સ્ત્રીનો જમણો હાથ

આકૃતી ન ૨૮

# બત્રિસ ચિન્હ રેખા.



૧ છત્ર ૨ તોમર ૩ ધનુષ્ય ૪ રથ ૫ વજ્ર ૬ કાચબો ૭ અંકુશ ૮ વાપી ૯ સ્વસ્તિક ૧૦ તોરણ ૧૧ સરોવર ૧૨ સિંહ ૧૩ વૃક્ષ ૧૪ ચક્ર ૧૫ શંખ ૧૬ ધ્વજા ૧૭ સમુદ્ર ૧૮ કળશ, ૧૯ પ્રાસાદ ૨૦ મચ્છ ૨૧ ગદા ૨૨ યૂપ ૨૩ સ્તપ ૨૪ કમંડલુ ૨૫ પર્વત ૨૬ ચામર ૨૭ દર્પણ ૨૮ બળદ ૨૯ પતાકા ૩૦ લક્ષ્મી ૩૧ માળા અને ૩૨ મોર.

(૧) છત્ર — જેના હાથપર છત્રનુ ચિન્હ હોય તે માણસ કીર્તીવાન, છત્રપતી રાજા થાય, અને ધર્મની ઉન્નતી કરવા વાલો થાય (જુવો આકૃતી ન ૬ )

(૨) તોમર — જેના હાથ ઉપર તોમરનું ચિન્હ હોય તે માણસ ધનવાન થાય છે

(૩) ધનુષ્ય — જેના હાથપર ધનુષ્યનું ચિન્હ હોય તે માણસ યોદ્ધો થાય, લડાઈમા યશસ્વી થાય, બહાદુર અને લોકપ્રિય થાય છે

(૪) રથ — જેના હાથમા રથનુ ચિન્હ હોય તે માણસ ઉદ્યોગી, કુટુંબ પરીવાર વાલો, યશસ્વી, રથ, હાથી, ઘોડા, વિગેરે વાહન સુખ ભોગવવાવાલો થાય છે

(૫) વજ્ર — જેના હાથપર વજ્રનુ ચીન્હ હોય તે માણસ અધીકારી થાય છે તેને રાજ્ય અને સંપત્તી મળે છે આવા માણસ બેદરકાર પણ હોય છે

(૬) કાચબો — જેના હાતમા કાચબાનુ ચિન્હ હોય તે માણસ ભુમિપતી થાય છે અંગીકાર મળે, સમુદ્રમા જહાજ ચલાવે અથવા દરીયાની મુસાફરી કરે

(૭) **અંકુશ**—જેના હાથપર અંકુશનુ ચિન્હ હોય તે માણુસ ગજપતી થાય—એના ઘેર હાથી હોય સંપત્તીમાન થાય અને લશ્કરમા યશ મળે

(૮) **વાપી**—કુવાનુ ચિન્હ જેના હાથઉપર હોય તે માણુસ ઉદાર, શ્રીમંત, ધર્મઉપર શ્રધ્ધા રાખવાવાલો, બીજાને મદત કરવાવાલો થાય છે

(૯) **સ્વસ્તિક**—જેના હાથપર સ્વસ્તિકનુ ચિન્હ હોય તેના ઘેર હમેશ આનંદ મંગળ રહે તેની સલાહ બીજા લોકો લેવા આવે એના શબ્દ અને લેખ લોકો મંજૂર રાખે અને વિદ્યાના બળથી દુનીયામા પ્રસિધ્ધિ પામે, વૃધ્ધાવસ્થામા સુખ મળે સ્વસ્તિક ડાબા હાથપર હોય છે

(૧૦) **તોરણ**—તોરણનુ ચીન્હ જેના હાથપર હોય તેના ઘેર આનંદ મંગળ રહે જાગીરદાર થાય, ભુમીથી લાભ થાય ઘર, હવેલી, બાગ બગીચાવાલો થાય, તોરણનુ ચિન્હ ડાબા હાથપર હોય છે

(૧૧) **સરોવર**—સરોવરનુ ચિન્હ જે માણુસના હાથપર હોય તે માણુસ બીકણુ હોય છે અને શરીરમા વાતનુ જોર વધારે હોય છે આવા માણુસને દ્રવ્યની અડચણુ પડતી નથી જમીનથી, ખેતીવાડીથી, ફાયદો થાય છે બીજાને ધન આપે પણુ પોતે કરજદાર ન બને

(૧૨) **સિંહ**—સિંહનુ ચિન્હ જેના હાથપર હોય તે માણુસ રાજા થાય હુકુમત કરવાવાલો થાય, પરાજય ન પામે, અને મોટો બહાદુર થાય.

(૧૩) **વૃક્ષ**—જેના હાથપર વૃક્ષનુ ચિન્હ હોય તે માણુસ મોટો દાન કરવાવાલો, સંપત્તીમાન, ભાગ્યવાન, જમીન જાગીરી મળે, મનની ઇચ્છાઓ પૂર્ણુ થાય અને ખાનપાનથી સુખી રહે

(૧૪) ચક્ર — જે માણુસના હાથપર ચક્રનુ ચિન્હ હોય તે ચક્રવર્તિ રાજા થાય તેના ઘેર નવ નિધાન ૧૪ રત્ન અને અખૂટ સપત્તી રહે, પદમીની સ્ત્રી, હાથી ઘોડાનુ સુખ મળે, વિદ્વાનોને મદત આપે અને ધર્મની સેવા કરે અગુલીપર ૧૦ ચક્ર હોયતો રાજા થાય અથવા યોગીશ્વર થાય

(૧૫) શખ—જેના હાથમા શખનુ ચિન્હ હોય તે માણુસ સપત્તીમાન થાય, દરીયાની મુસાફરી કરે અને તેથી તેને ફાયદો થાય પાછળના આયુષ્યમા દેવમદીરની સ્થાપના કરે અને તીર્થોનુ જીર્ણોધ્ધાર કરાવે, જેના કરપૃષ્ટમા શખ હોય તે માણુસ લાખોપતી થાય

(૧૬) ધ્વજા — જેના હાથપર ધ્વજાનુ ચિન્હ હોય તેને હમેશા, માન સન્માન અને આબરૂ મળે કુળમા પ્રતાપી નિવડે, ધર્મની ઉનતી કરે, અને વૃધ્ધાવસ્થામા સુખી થાય

(૧૭) સમુદ્ર—જે માણુસના હાથમા સમુદ્રનુ ચિન્હ હોય તે માણુસ મોટો રાજા થાય છે

(૧૮) કળશ — જેના હાથપર કળસનુ ચિન્હ હોય તે માણુસ દરેક ઠેકાણે યશસ્વી થાય, દેવમદીરની સ્થાપના કરે, તીર્થોના જીર્ણોધાર કરે, અને તેના સર્વ મનોરથ પૂર્ણ થાય

(૧૯) પ્રાસાદ — દેવઘરનુ ચિન્હ જેના હાથપર હોય તે માણુસને પ્રતિષ્ટા અને સુખ મળે દેવઘર જમણા હાથના અગુષ્ટ મૂળમા હોય છે

(૨૦) મચ્છ — જેના હાથમા માછલીનુ ચિન્હ હોય તે સહસ્ત્રાધિપતી થાય એશઆરામ ભોગવવાવાલો, દરીયાની મુસાફરી કરવાવાલો, અથવા સમુદ્રપર વેપાર કરવાવાલો થાય

(૨૧) ગદા — ગદાનુ ચિન્હ જેના હાથપર હોય તે માણુસ મોટો યોધ્ધો થાય બીજાપર હુકુમત કરે, અને મોટો બહાદુર માણુસ થાય

(૨૨) **યૂપ** — યૂપનુ ચીન્હ જેના હાથપર હોય તે માણસ ભાગ્યશાલી થાય

(૨૩) **સ્તૂપ** — સ્તૂપનુ ચિન્હ જે માણુસના હાથપર હોય તે માણસ મોટો ધાર્મીક થાય

(૨૪) **કમંડલુ**— જેના હાથપર કમડલનુ ચિન્હ હોય તે માણુસ ધાર્મીક થાય, સાધુલોકોની સેવા કરે, અથવા પોતે સાધુ બને, મુસાફરી કરે અને ધર્મનુ જ્ઞાન બીજાને શીખાવે, કમડલૂ જમણા હાથપર હોય છે

(૨૫) **પર્વત**— પર્વતનુ ચિન્હ જેના હાથપર હોય તે માણસ જવાહીરના વેપારથી ધન કમાવે, કૉંટ્રૅકટ લે, નદીનાલાપર પૂલ બાંધે ભૂમીથી લાભ થાય, ઘર, કીલ્લા, વીમાનના કૉંટ્રૅકટથી લાભ મેળવે

(૨૬) **ચામર**— ચામરનુ ચિન્હ જેના હાથપર હોય તે માણુસ રાજા થાય અથવા રાજાનો મત્રી થાય અને રાજ્ય ચલાવે, દેવમદીરની સ્થાપના કરે, તીર્થોની વ્યવસ્થા સારી રાખે અને ધર્મની ઉન્નતી કરે

(૨૭) **દર્પણ** — જેના હાથપર દર્પણનુ ચિન્હ હોય તે માણુસ અતિ રુપવાન હોય, દિવાન, મુત્સદી અને બીજાપર હુકુમત કરે, જમીન ઇનામ મળે, તીર્થ ભુમીમા દેવમદીર બાંધે, પાછળના આયુષ્યમા દીક્ષા અગીકાર કરે, દુનીયાને ધર્મની શિક્ષા આપે અને આત્મજ્ઞાની થાય

(૨૮) **બળદ** — બળદનુ ચિન્હ જે માણુસના હાથપર હોય તે માણુસ સેનાપતી થાય

(૨૯) **પતાકા** — જેના હાથપર પતાકાનુ ચિન્હ હોય તે માણુસની કીર્તી હમેશા થતી રહે પોતાના કુળમા પ્રતાપી થાય, અને ધર્મની ઉન્નતી કરે

(૩૦) **લક્ષ્મી** — લક્ષ્મીનુ ચિન્હ જેના હાથપર હોય તે

માણુસ નો ભડાર હમેશા ભરેલો રહે, જાગીરી મળે, ખજાનચી થાય અને તેને ધનની અડચણ પડે નહી

(૩૧) **માળા** — જેના હાથમા ફુલની માળાનુ ચિન્હ હોય તે માણુસ દેવગુરૂની સેવા કરે, ધર્મશાળા, દેવમદીર બાધે, દરેક ઠેકાણે યશસ્વી થાય તેના મનોરથ પૂર્ણ થાય અને પોતાના ગામમા પ્રસિદ્ધ માણુસ થાય

(૩૨) **મોર** -- મોરનુ ચીન્હ જેના હાથપર હોય તે માણુસ સગીત કલાનો જાણકાર થાય, દરેક ઠેકાણે માન મળે, અને એપ આરામ ભોગવે

# લક્ષણ વિચાર.

જે માણુસની આખમા સ્નેહ હોય તે હમેશા સૌભાગ્યવાન રહે જેના દાત સ્નીગ્ધ હોય તેને ખાન પાનનુ સુખ મળે જે માણુસના શરીરની ચામડી મુલાયમ – સુવાળી – હોય તેને હમેશા આરામ, ચેન સુખ મળે અને જેના નખ લાલ રગના હોય તેના પાસે ધન હમેશા રહે

**હાથ** — ઉભા રેહવાથી જેના હાથ ઘુટણુસુધી લાબા હોય તે માણુસ સુખી અને હીંમતવાન હોય છે

**આંગુલી** — જેના હાથપગની આગુલીઓ લાબી હોય તે માણુસની ઈજ્જત વધે, તે માણુસ હોશીયાર હોય છે, અને અત કરણુનો ઉદાર હોય તર્જની અગુલી લાબી હોય તો તામસી પ્રકૃતીવાલો પણુ આરામ સુખ ભોગવવાવાલો હોય છે જેના હાથપગની અગુલી આણીદાર હોય તે માણુસ ભાગ્યવાન હોય છે

**કપાળ** — જેનુ કપાળ ઉચુ હોય તે માણુસ ઉચ્ચ પદની મેળવે છે

**દાત** — જે માણુસને પુરા ૩૨ દાત હોય તે ધનવાન અને ધર્મઉપર શ્રધ્દા રાખવાવાલો હોય જેના ૩૧ દાત હોય તે પણુ સારો હોય. અને જેને ૩૦ દાત હોય તેને મધ્યમ સુખ મળે અને જેને ૩૦ કરતા ઓછા દાત હોય તે માણુસ કષ્ટથી જીદગી ગુજારે

**લલાટ રેખા** — જેના લલાટપર પાચ આડી રેખાપડી હોય તે માણુસ૧૦૦ વરસ જીવે ચાર રેખા જેના લલાટપર હોય તો ૮૦ વરસનુ આયુષ્ય,ત્રણુ રેખા હોય તો ૬૦ વરસનુ આયુષ્ય, બે રેખા હોય તો ૪૦ વરસનુ આયુષ્ય, અને એક રેખા હોય તો ૨૦ વરસનુ આયુષ્ય સમજવુ

**મુખ**— જે માણસનુ મુખ પ્રસન્ન અને આનદી હોય તે માણસ કોઈ દિવસ દુખી ન થાય અને આરામ સુખ ભોગવે

**કમળ**—જેના હાતમા કમળનુ ચિન્હ હોય તે માણસ હમેશા સુખી રહે ચેન ભોગે, જેના હાથમા ભાલાનુ ચિન્હ હોય તે લડાઈમા બહાદુર હોય

**ચક્ર**— જેના હાથના સર્વ અગુલીઓમા ચક્ર હોય તો મુનિ થાય અથવા રાજા થાય નવ ચક્ર હોય તો દિવાન થાય આઠ ચક્ર હોય તો ધનવાન થાય. સાત ચક્ર હોય તો સુખી થાય છ ચક્ર હોય તો કામી માણસ થાય પાચ, ચાર, ત્રણ બે અથવા એક ચક્ર હોય તો ગુણવાન માણસ થાય.

**શખ**—જે માણસના બન્ને હાથના અગુલીપર અને અગુઠાપર જમણા હાથના અગુલીપર દક્ષિણાવર્ત શખ હોય અને ડાબા હાથના અગુલીપર વામાવર્ત શખ હોય તે માણસ હમેશા સુખી રહે

**સીપ**— જે માણસના હાથના અગુલીપર અને અગુઠાપર છીપનુ ચિન્હ હોય તે માણસને મોહની કર્મના ઉદયથી દુખ થાય છે

**અગુલી પર્વ** — અનામિકા અગુલીના ત્રિજા પેરવા કરતા કનિષ્ટકા અગુલી લાબી હોય તો તે માણુસ ધનવાન થાય છે અને આરામ સુખ ભોગવે છે મધ્યમા અગુલીના ત્રિજા પેરવા કરતા તર્જની અગુલી લાબી હોય તો તે માણસ ભાગ્યવાન હોય છે

**અગુલીના મૂળ**— અનામિકા અગુલીના મૂળ કરતા કનિષ્ટિકા અગુલીનુ મૂળ નિચે હોય તો તે માણુસ વિદ્વાન હોય છે અને મધ્યમા અગુલીના મૂળ કરતા તર્જની અગુલીનુ મૂળ નિચે હોય તો તે માણુસ પણ વિદ્વાન અને સભામા વ્યાખ્યાન આપવાવલો હોય છે અનામિકા અગુલીના નિચેના પેરવાપર જેટલીઆડી રેખા હોય તેટલી તે માણુસ હુકુમત ભોગે અને જેટલી ઉભી રેખા હોય તેટલી ધર્મ ઉપર શ્રધ્ધા તે માણુસની હોય મધ્યમા અગુલીના નિચેના પેરવાપર જેટલી આડી

રેખા અને ઉભી રેખા હોય તેટલી તે માણસમા હુકુમત અને ધર્મશ્રધ્ધા ઓછી સમજવી કનિષ્ટીકા અગુલીના નિચેના બે પેરવાપર જેટલી ઉભી રેખા હોય તેટલુ સુખ ચેન માણસને મળે

તર્જની, મધ્યમા, અને અનામિકા અગુલીના વચલા પેરવા પર જેટલી ઉભી રેખા હોય તેટલા તે માણસને મિત્ર હોય છે અને જેટલી આડી રેખા હોય તેટલા શત્રુ હોય છે

તર્જની અગુલીના નિચેના પેરવાપર જેટલી ઉભી અને આડી રેખા હોય તેટલા તે માણસને અવર્ણવાદ બોલવા વાલો હોય અનામિકા અગુલીના નિચેના અને વચલા પેરવાપરની ઉભી રેખાને ધર્મરેખા માની છે

**શરીરની ઉંચાઈ**— જે માણસ પોતાના હાથની અગુલીથી ૧૦૮ અગુલી ઉંચો હોય તો તે માણસ તેજસ્વી થાય છે જેની ઉચાઈ ૯૬ અગુલી હોય તે મધ્યમ અને જે માણસ ૮૪ અગુલી ઉંચો હોય તે સામાન્ય સમજવો અને એના કરતા ઓછી ઉંચાઈ વાલો માણસ કષ્ટથી જીવન ગુજારે છે શરીરના ઉંચાઈ માપવાની રીત આ પ્રમાણે છે — એક લાબી દોરી લેવી અને ઉભા થઈ પગના અગુઠાથી દોરી દાબી રાખવી પછી દોરી મસ્તક સુધી લઇ જવી મસ્તકપર જ્યાથી કેસની સરુવાત થાય છે ત્યા સુધી દોરી લઈ જવી અને તે ઠેકાણે દોરીને શાહીથી નિશાની કરી રાખવી પછી અગુલીથી દોરી માપી જોવાથી કેટલા અગુલી થાય છે તેનુ માપ કાઢવુ

**નાકના છીદ્ર**—નાકના બન્ને છિદ્રો ન્હાના હોવા ઉત્તમ છે જેનુ નાક હમેશા સુકુ રહે તે માણસ લાબુ આયુષ્ય ભોગવે છે જેના કાન, નાક, હાથ, પગ અને આખો લાબી હોય તે માણસનુ આયુષ્ય લાબુ સમજવુ

**આખ**— જેની આખ કમળના જેવી સુદર હોય, બન્ને કોના લાલ રગના હોય, કીકી શામ રગની હોય અને વચમા સફેદ હોય તે

ઉત્તમ લક્ષણ સમજવુ હાથીના નેત્ર જેના જેના નેત્ર હોય તે ફોજનો અંમલદારી થાય મોરના જેવી આંખો જેની હોય તે માણસ સાધારણ રિતે આયુષ્ય ગુજારે છે અને માજરી—ભુરા રંગની આખ વાલો માણસ અપમતલબી હોય છે

**શરીરનો વર્ણ**—જેના શરીરનો રંગ હીરા, માણેક, મોતી, સોનુ અથવા હરતાલ જેવો ચળકતો હોય તે માણસ ભાગ્યવાન અને સુખ ચેન ભોગવા વાલો હોય છે જેના શરીર નો રંગ પ્રવાળ અથવા ચંપા જેવો હોય તે માણસ ઘણો બુધ્દિ શાલી હોય છે

**અવાજ**—જેનો કુદરતી અવાજ સારસ, કોકીલ, ચક્રવાક, ક્રૌંચ, હંસ, વીણા અને સારંગીના સ્વર જેવો મીઠો હોય તે માણસ સુખી થાય છે અને એશઆરામ ભોગવે છે જેનો કુદરતી અવાજ વરસાદના જેવો બુલંદ હોય તે માણસ મોટો ભાગ્યવાન થાય છે મધુર અને બુલંદ અવાજ જે માણસનો હોય તે સુખ ચેન ભોગવે છે

**ચાલ**—જે માણસની ચાલ હંસના જેવી, હાથી, સિંહ અને બળદ ના જેવી સારી હોય તેને હર ઠેકાણે માન સન્માન મળે જેના શરીરમા પિત્ત પ્રકૃતી વધારે હોય તે પુરૂષ હોય અથવા સ્ત્રી હોય વિદ્વાન, ધાર્મીક અને જ્ઞાની હોય છે

**તાગડી**—જેના હાથમા તાગડીનુ ચિન્હ હોય તે માણસ પરદેશની સફર કરે અને ધન કમાય.

**અષ્ટકોણ**—જેના હાથમા અષ્ટકોણનું ચિન્હ હોય તે માણસ વિદ્વાન અને ભાગ્યશાલી થાય છે

**કુંડલ**—જેના હાથમા કુંડલનુ ચિન્હ હોય તે માણસ પૈસા દાર થય છે

**સર્પ**—જેના હાથમા સર્પનુ ચિન્હ હોય તે માણસની પ્રકૃતિ તામસી હોય છે

જવ — અંગુષ્ટ અને અંગુલીના પેરવાના સુધીપર જવના આકાર જેવા ડબલ કાપા હોય છે તેની સંખ્યા દસકરતા ઓછી હોય તો ઠીક નહી, બાર સંખ્યા જવની હોય તો માણસ પૈસાદાર થાય, પંદર સંખ્યા હોય તો માણસ શ્રીમંત થાય છે, અને અઢાર, વીસ, અથવા પચીસ હોય તો માણસ જ્ઞાની અને એશ આરામભોગવે છે

વાળ — જે માણસના હાથપર થોડા થોડા વાળ હોય તે માણસ સુખ ચેન ભોગવે છે સ્ત્રીના હાથપર વાળ ન હોવા જોઈએ સ્ત્રીના હાથપર વળ હોય તો અશુભ લક્ષણ સમજવુ જે માણસના હાથની નસો ન દેખાતી હોય, માસથી હાથ પુષ્ટ હોય, તે માણસ આરામ ભોગાવે જે માણસના હાથનો અંગુઠો નાનો, ટુકો હોય તે ઠીક નહી અંગુઠાનો પેહલો પેરવો લાબો હોય તો તે માણસ ધર્મપર શ્રધ્ધા રાખવા વાલો હોય છે એવીજ રિતે બીજો પેરવો પણ લાબો હોય તો સારૂ લક્ષણ સમજવુ

ચક્ર — જે માણસના પાચે આગળીના સીરા પર ચક્રનુ ચિન્હ હોય તે માણસની કીર્તિ દુનીયામા થાય છે, તેની સત્તા ચાલે છે તર્જની અંગુલીના સીરાપર ચક્રનુ ચિન્હ હોય તો તે માણસને મોટા માણસ સાથે મૈત્રી થાય અને તેનાથી તેને ફાયદો થાય પણ ચક્ર દક્ષિણાવર્ત હોવુ જોઈએ વામાવર્ત ચક્ર હોય તો ફાયદો ઓછો મળે મધ્યમા અંગુલીના તીજા પેરવાપર ચક્ર હોય તો તે માણસને ભુમિથી લાભ થાય અનામિકા અંગુલીના તિજા પેરવા પર ચક્ર હોય તો તે માણસ વિદ્વાન થાય અને જુદી જુદી કલાનો જાણકાર થાય, અને જે કામ હાતમા પકડે તેમા યશ મળે જો આવો માણસ દુનિયાના કામ છોડી દિક્ષા લે તો રાજાનો ગુરૂ થાય જેના કનિષ્ટીકા અંગુલીના તિજા પેરવાપર ચક્ર હોય તે માણસ જુદા જુદા દેશોની સફર કરે અને ધન મેળવે

જે માણસની પાચો અંગળી પર શંખનુ ચિન્હ હોય તો શુભ

લક્ષણ સમજવુ જેની પાચે આગળીઓમા છીપનુ ચિન્હ હોય તે માણુસ કન્જુસ હોય છે જેની દશે અગળીમા ચક્રનુ ચિન્હ હોય તે માણુસ રાજા થાય છે, અથવા યોગીરાજ થાય છે જેના પગ ઉપર ચક્રનુ ચિન્હ હોય તે માણુસ ધનવાન અને અતકરણનો ઉદાર હોય છે જેના પગ ઉપર અગુઠાથી નિકળી નવ આગળી લાબી ઉર્ધ્વ રેખા ગઈ હોય તે રાજા અથવા યોગી થાય છે

ધ્વજ — જેના પગમા ધ્વજાનુ ચિન્હ હોય તેની દુનિયામા કીર્તિ થાય જેના પગમા શખનુ ચિન્હ હોય તે માણુસ વૈરાગ્યથી સાધુ થાય

ચદ્ર — જેના પગ ઉપર ચદ્રનુ ચિન્હ હોય તે માણુસ દેવના સમાન પૂજનીય થાય

ત્રિશૂળ — જેના પગમા ત્રિશૂળનુ ચિન્હ હોય તે માણુસ દુનિયા છોડી દિક્ષા અગીકાર કરે પણ તેનાથી દિક્ષાનુ પાનન થાય નહી

મોર — જેના પગમા મોરનુ ચિન્હ હોય તે શુભ લક્ષણ સમજવુ તે માણુસની ઇચ્છાઓ પૂર્ણ થાય

કાચબો — જેના પગ ઉપર કાચબાનુ ચિન્હ હોય તે માણુસ પાણીમા તરતા શીખે અને સમુદ્રની મુસાફરી કરે

કમળ — જેના પગ ઉપર અષ્ટ પાખડી કમળનુ ચિન્હ હોય તે રાજાધીરાજ થાય. અને હુકુમ બજાવે

જવ — જેના પગના અગુઠા નિચે જવનુ ચિન્હ હોય તે માણુસ મોટો જગ બહાદુર અને પૈસાદાર થાય

પદમ — જેના પગ ઉપર પદમનુ ચિન્હ હોય તે રાજાધીરાજ અથવા રાજ ઋષિ થાય

**છત્ર**—જેના પગ ઉપર છત્રનુ ચિન્હ હોય તે છત્રપતી રાજા થાય અને હુકુમત કરે

**ધનુષ્ય**—જેના પગ ઉપર ધનુષ્યનુ ચિન્હ હોય તે માણસ હમેશા બીજા સાથે લડતો રહે. જેના પગ ઉપર સર્પનુ ચિન્હ હોય તેનુ મરણુ વિષથી થાય

**સ્વસ્તિક**—જેના પગ ઉપર સ્વસ્તિકનુ ચિન્હ હોય તે દુનિયા છોડી દિક્ષા અગીકાર કરે ધર્માચાર્ય બને અને દુનિયાને ધર્મનુ શિક્ષણુ આપે

**पंच दीर्घ चतुह्रस्वं चतुः सुक्ष्मं षडुन्नतं ।**
**सप्त रक्तं त्रि विस्तीर्णं त्रिगंभीरं प्रशस्यते ॥**

**અર્થ**—શરીરમા પાચ અવયવ લાગા, ચાર અવયવ ટુકા છ અવયવ ઉન્નત—ઉંચા—ચાર અવયવ પાતળા હોવા સારા છે સાત અવયવ રક્ત વર્ણુ—લાલ રગના—ત્રણુ વિસ્તીર્ણુ, અને ત્રણુ ગભીર હોવા ઉત્તમ લક્ષણુ હોય છે

**बाहु नेत्रांतरं चैव जानु नासा स्तथैवच ।**
**स्तनयोरं तर चैव पच दीर्घ प्रशस्यते ॥**

**અર્થ**—હાથ, આખ, જાનુ, નાક, અને છાતી આ પાચ અવયવ લાબા હોય તો ઉત્તમ સમજવા

**ग्रीवा प्रजनन पृष्टीःह्रस्वेजघे च पुज्यते ।**
**न्हस्वाणी यस्यचत्वारि पूजामाप्नोति मानव ॥**

**અર્થ**:--જનુ નાક પોપટ ના ચચુ સમાન આણીદાર હોય તે માણુસ ધર્મપર શ્રદ્ધા રાખનાવાલો અને આરામ ભોગનવા વાલો

હોય છે માન, પુરૂષ ચિન્હ, પીઠ અને જાંઘ ટુંકી હોય તો માણુસ નમીઅનાન હોય છે

सुक्ष्माण्यगुलि पर्वाणी केशास्थि दशनास्तथा ।
चतु सूक्ष्माणियेषांस्यात् ते नरा दीर्घ जीविन ॥

અર્થ — અગુલીના પેરવા, કેસ, અસ્થિ, અને દાત પાતલા હોય તો તે માણુસ દીર્ઘાયુષી થાય છે

कक्ष कुक्षिश्च वक्षश्च घ्राण स्कंध ललाटिका ।
सर्वे भूतेपुनिर्दिष्टं षडुन्नत प्रशस्यते ॥

અર્થ — કુખ, પાસળી, છાતી, નાક, ખાંદો, અને કપાળ આ ૭ અવયવ ઉન્નત એટલે ઉંચા હોવા ઉત્તમ લક્ષણનુ ચિન્હ સમજનુ

पाणि पादतलौ रक्तौ नेत्रांतानि नखा स्तथा ।
तालुजीव्हाधरोष्टौच सप्त रक्तोर्थवान भवेत् ॥

અર્થ —હાતપગના તળીયા, આખના ખુણા, નખ, તાળુ, જીભ, હોઠ આ સાત અવયવ જેના લાલ રગના હોય તે માણુસ એપઆરામ ભોગવવા વાલો હોય છે

उर शिरो ललाटंच त्रिविस्तिर्ण प्रशस्यते ।
स्वरं सत्वच नाभिश्च त्रिगमीर प्रशस्यते ॥

અર્થ — છાતી મસ્તક, કપાળ, જેનુ પોહોળુ હોય તે માણુસ સુખ ચેન ભોગવે છે સ્વર એટલે અવાજ, હિમ્મત, અને નાભી ઉંડી હોય તો શુભ લક્ષણી માણુસ હોય છે

मुखचार्ध शरीरस्य सर्व वा मुख मुच्यते ।
ततोपि नासिका श्रेष्टा श्रेष्टे तत्रैत्र चक्षुर्षी ॥

અર્થ —શરીરનો અર્ધો ભાગ અથવા સર્વ શરીરમા મુખ શ્રેષ્ટ છે મુખ કરતા નાક શ્રેષ્ટ છે અને નાક કરતા પણ નેત્ર સર્વોત્તમ છે માટે શાસ્ત્ર કારો એ આખને રત્નની ઉપમા આપી છે

न स्त्री त्यजति रक्ताक्ष नाथः कनक पिंगल ।
दीर्घबाहु न चैश्वर्य न मांसो पचित सुख ॥

અર્થ —જે માણસના આખોના ખુણા લાલ રગના હોય તેને સ્ત્રી સુખ મળે છે સોના જેવી પીળી આખો હોય તો ધન મળે છે જેના હાથ લાબા હોય તેને હુકુમત અને જમીન જાગીર મળે અને માસલ-પુષ્ટ શરીર જેનુ હોય તેને હર પ્રકારે આરામ મળે છે



## ભાર્યા વિરહ યોગ.

જે માણસની હાથ પગની આગળી લાબી (પ્રમાણ કરતા વધારે લાબી) અને જોડાયેલી હોય તો સ્ત્રીનો વિરહ થાય છે અને હાથ પગની આગળી ટુકી (પ્રમાણ કરતા વધારે ટુકી) હોય તો તે માણસ દરિદ્રી થાય છે

## પાણીમાં મૃત્યુ.

તર્જની આગળીના નિચે અને ત્રિવેણી સગમના ઉપર જો ત્રણ રેખા હોય અને આ રેખાનો ડાબા બાજુથી વેત્ર થયો હોય તો પાણીમા મૃત્યુ થાય છે તેમજ ચાર રેખા હોય તો રણસગ્રામપર યુધ્દમા મૃત્યુ થાય છે

## માતા પિતાનો મૃત્યુ.

તર્જની આગળીના નિચે અને ત્રિવેણી સગમના ઉપટે જો બે રેખા હોય અને તેમાથી પહેલી રેખા મોટી—લાબી હોય તો પિતાનો મૃત્યુ પહેલા થશે એમ સમજવુ અને બીજી રેખા જો મોટી લાબી હોય તો માતાનો મૃત્યુ પહેના થશે એમ સમજવુ

## સર્પ દશથી મૃત્યુ.

અગુષ્ટ અને પિતૃ રેખાના વચમા જો ચોકોણનુ ચિન્હ હોય તો વિચ્છી અને સર્પદશથી મૃત્યુનો ભય હોય છે

અગુષ્ટ અને પિતૃ રેખાના વચમા જો ત્રિકોણ હોય તો વાઘ વિગેરે પ્રાણીથી ભય હોય છે અને તે ઠેકાણે જો શિગ જેવા આકારનુ ચિન્હ હોય તો શિગવાળા પ્રાણીથી ભય સમજવુ

## જવમાળા તથા જવનું ફળ.

પુરુષના જમણા હાથના આગુઠાના વચમા જવ હોય તો કૃષ્ણ

પક્ષમા દિવસનો જન્મ થયો છે એમ સમજવુ અને ડાબા હાથના આગુઠાના વચમા જવ હોય તો શુક્લ પક્ષમા રાત્રીનો જન્મ થયો છે એમ સમજવુ જો જવ ડાબા અને જમણા બન્ને અગુઠા ઉપર હોય તો કૃષ્ણ પક્ષમા દિવસનો જન્મ થયો છે એમ સમજવુ,

આગુઠાના વચમા જવ હોય તો તે માણુસને વિદ્યા, પ્રસિધ્દી વૈભવ, અને યશ મળે છે ગધ, ફુલ, અન્નપાન ઈત્યાદિ ભોગવના વાલો સદા સુખી અને ગીત વાદ્યાદિ કળા જાણુવા વાલો માણુસ થાય છે

જે માણુસના હાથના મણીબધ ઉપર ત્રણ જવ માળા હોય તે સાર્વભૌમ રાજા થાય છે બે જવ માળા હોય તો રાજા અથવા રાજાનો મત્રી થાય છે, અને એક જવ માળા હોય તો મોટો ધનવાન થાય છે

## આંગળીના અગ્ર ભાગ પરના ચક્રનું વર્ણન.

આગળીના અગ્ર ભાગ ઉપર ગોલ મડલાકૃતિ ચિન્હ હોય છે તેને ચક્ર કહે છે આ ચક્ર બે પ્રકારના હોય છે, એક દક્ષિણાવર્ત (જમણા ભાગ તરફ મુખ વાલો) અને બીજો વામાવર્ત (ડાબા ભાગ તરફ મુખવાલો )

## પિતા પિતામહના ધનનો લાભ.

यस्याथ चक्रमगुष्टे यव पूर्णश्च दृश्यते ।
तदापितामहादीना मर्जीतं धनमाप्नुयात् ॥
तेनैव विपरीततु धनलाभ भवेन्नही ।

અર્થ.—જે માણુસના આગુઠાના અગ્ર ભાગ ઉપર ચક્રનુ ચિન્હ હોય અને આગુઠા પર જવ સપૂર્ણુ પડેલો હોય તો તે માણુસને

પિતા તરફથી અથવા પિતા મહનુ સપાદિત ધન મળે છે એના વિપરીત એટલે વામાવર્ત ચક્રનુ ચિન્હ હોય તો પિતાનુ અથવા પિતા મહનુ ધન મળતુ નથી

## મિત્રથી ધનનો લાભ.

तर्जन्यामथ चक्रंच मित्रद्वारा धनंभवेत् ।
तेनैव विपरीतंतु व्ययोभवति निश्चितं ॥

અર્થ — તર્જની આગળીના અગ્ર ભાગ ઉપર ચક્ર હોય તો મિત્રથી ધનનો લાભ થાય છે એના વિપરીત એટલે વામાવર્ત ચક્ર હોય તો મિત્રથી ધનની હાની થાય છે

## દેવ કૃપાથી ધન લાભ.

मध्यमायां स्थितेचक्रे देवद्वारा धनं लभेत् ।
तेनैव विपरीतंतु व्ययोभवति निश्चित ॥

અર્થ — મધ્યમા આગુલીના અગ્રભાગ ઉપર ચક્રનુ ચિન્હ હોય તો દેવદ્વારા (દેવપૂજા, દેવાલયપર અધીકાર, યજ્ઞ, યાગ, દેવ કૃપા) દેવકૃપાથી ધનનો લાભ થાય છે જો વિપરીત લક્ષણ હોય એટલે વામાવર્ત ચક્ર હોય તો ધનનો નાશ થાય છે

## વ્યવહારથી ધન લાભ.

अनामिकायां भवेच्चक्र सर्वद्वारा लभेद्धनं ।
तेनैव विपरीतंतु व्ययो भवति निश्चितम् ॥

અર્થ. — અનામિકા આગળીના અગ્ર ભાગ ઉપર ચક્રનુ ચિન્હ હોય તો સર્વ વ્યવહારથી ધન નો લાભ થાય છે જો વિપરીત લક્ષણ હોય એટલે વામાવર્ત ચક્ર હોય તો ધનની હાની થાય.

## વેપારથી ધન લાભ.

कनिष्टिकाया भवेच्चक्रं वाणिज्येन धन लभेत् ।
तेनैव विपरीतंतु व्ययो भवति निश्चितं ॥

અર્થ —કનિષ્ટિકા આગળીના અગ્ર ભાગ ઉપર ચક્રનુ ચિન્હ હોય તો વેપારથી ધન લાભ થાય છે અને વિપરીત લક્ષણ હોય તો વેપારથી ધનની હાની થાય છે

દશ આગળીમાથી જો એક આગળીપર ચક્ર હોય તે સુખી, બે આગળીપર ચક્ર હોય તો રાજપૂજ્ય, ત્રણ આગુળીપર ચક્ર હોય તો ધનવાન, ચાર આગળીપર ચક્ર હોય તો દરિદ્રી, પાચ આગળીપર ચક્ર હોય તો વિલાસી, છ આગળીપર ચક્ર હોય તો વિષયી, સાત આગળીપર ચક્ર હોય તો પુણ્યશીલ, આઠ આગળીપર ચક્ર હોય તો રોગી, નવ આગળીપર ચક્ર હોય તો રાજા, અને દશ આગળીપર ચક્ર હોય તો ચક્રવર્તી થાય છે

## પગની આંગળીઓનું ફળ.

### સ્ત્રી ભોગ સુખ પ્રાપ્તી

प्रदेशिनीयदा दीर्घा अंगुष्टच व्यतिक्रमेत् ।
स्त्री भोगं लभते नित्यं पुरुषो नात्र संशय

અર્થ —પગની તર્જની આગળી લાબી હોય અને આગુઠાથી આગળ પડતી હોય તો તે માણુસને નિત્ય સ્ત્રી ભોગની પ્રાપ્તી થાય છે

## ભાર્યા હાનિ યોગ.

मध्यमायातु दीर्घायां भार्याहानिर्विनिर्दिशेत् ।

પગની મધ્યમા—વચલી આગળી લાબી હોય તો સ્ત્રીની હાની થાય છે

## વીદ્યા ભોગી

अनामिकातु दीर्घायां विद्याभोगी भवेन्नर ।
सच ह्रस्वाभवेद्यस्य तत्चेद्या परदारगम् ॥

અર્થ — પગની અનામિકા આંગળી લાંબી હોય તો માણસ વિદ્યાનુ રાગી હોય છે અને અનામિકા ટુંકી હોય તો પરસ્ત્રી લંપટ હોય છે



# પ્રકરણ ૭ મું



## સ્ત્રી લક્ષણ વિચાર.



### સ્ત્રીના શુભ લક્ષણ.

જે સ્ત્રીનુ મુખ ચદ્રમા જેવુ સુંદર હોય, ઉદય પામતા સૂર્ય જેવી કાન્તિ હોય, પોહોળુ મોઢુ હોય, જેના લાલ હોઠ હોય, ઢીંચણ સુધી લાબા હાથ હોય, રોમ વગરનુ શરીર હોય, વડના પત્રની સમાન વિસ્તૃત જેની યોની હોય, કેડ લલાટ, તથા સાથળ, કાચબાની માફક ઉચા હોય, સ્તન પુષ્ટ હોય, ગડસ્થળ પુષ્ટ હોય, દાત ધોળા તથા સરીખા હોય, આખો કમળના જેવી હોય, હોઠ બીબ ફળ જેવા હોય, નાસિકા —નાક જેની લાબી હોય, હાથીના જેવી જેની ગતિ હોય, દક્ષિણા વર્તવાળી જેની નાભી હોય, સ્નિગ્ધ—ચિકાસદાર જેનુ અગ હોય, સુદર જેનો વેગ હોય, કોમળ તથા વિસ્તાર વાળી યોની હોય, મસ્તકના કેશ લાબા, કાળા અને સુવાળા — સુનાયમ હોય, જેનો સ્વર મીઠો અને સુરેલ હોય તે સ્ત્રી ઉત્તમ લક્ષણ વાળી સમજવી

# સ્ત્રીના પગની આંગળીઓ.

સ્ત્રીના પગની આગળીઓ કોમલ, લ, ઉન્નત અને અવિરલ હોય તો ઉત્તમ સમજવી જે સ્ત્રીના પગની અગાળીઓ ઘણી લાબી હોય તે સ્ત્રી કુટીલ હોય છે અને જે સ્ત્રીના પગની આગળીઓ ઘણી પાતળી — બારીક —સુકાએલી હોય તે સ્ત્રી અતી નિર્ધન હોય છે

જે સ્ત્રીની પગની આગળીઓ ટુકી હોય તે સ્ત્રી અલ્પાયુ થાય છે અને જે સ્ત્રીના પગની આગળીઓ તુટેલી અને ભાગેલી હોય તે સ્ત્રી કુટીલ કપટવાલી હોય છે ચપટી આગળીઓ જે સ્ત્રીની હોય તે સ્ત્રી દાસી થાય છે અને જે સ્ત્રીની આગળીઓ વિરલ (એ આગળીના વચમા પુષ્કળ અતર હોય) હોય તો તે સ્ત્રી દરિદ્રી થાય છે

જે સ્ત્રીના પગની આગળીઓ એક ઉપર એક ચઢેલી હોય તે સ્ત્રી પુષ્કળ પતીને મારનારી થાય છે અને બીજાની દૂતિ — કુટન — બને છે

માર્ગમા ચાલતી વખતે જે સ્ત્રીના પગથી ઘણી ધુળ ઉડતી હોય તે પાશુના નામની સ્ત્રી કહેવાય છે આવા લક્ષણવાલી સ્ત્રી ત્રણે કુળની નાશકર્તા સમજવી

જે સ્ત્રીની પગની તર્જની આગળી આગુઠા કરતા લાબી હોય તે સ્ત્રી સ્વચ્છદા કર્મચારિણી હોય છે અને પતીના ઘરથી નિકળી બીજે ઘર જાય છે આવા લક્ષણવાલી સ્ત્રી કુમારી અવસ્થામાજ નિસદેહ વ્યભિચારીણી થાય છે

જે સ્ત્રીના પગની મધ્યમા આગુળી આગુઠા કરતા લાબી હોય

## પ્રકરણ ૭ મું



## સ્ત્રી લક્ષણ વિચાર.



### સ્ત્રીના શુભ લક્ષણ.

જે સ્ત્રીનુ મુખ ચદ્રમા જેવુ સુંદર હોય, ઉદય પામતા સૂર્ય જેવી કાન્તિ હોય, પોહોળુ મોઢુ હોય, જેના લાલ હોઠ હોય, ઢીંચણ સુધી લાબા હાથ હોય, રોમ વગરનુ શરીર હોય, વ શના પત્રની સમાન વિસ્તૃત જેની યોની હોય, કેડ લલાટ, તથા સાથળ, કાચબાની માફક ઉચા હોય, સ્તન પુષ્ટ હોય, ગ ડસ્થળ પુષ્ટ હોય, દાત ધોળા તથા સરીખા હોય, આખો કમળના જેવી હોય, હોઠ બીબ ફળ જેવા હોય, નાસિકા — નાક જેની લાબી હોય, હાથીના જેવી જેની ગતિ હોય, દક્ષિણા વર્તનાળી જેની નાભી હોય, સ્નિગ્ધ — ચિકાસદાર જેનુ અગ હોય, સુદર જેનો વેશ હોય, કોમળ તથા વિસ્તાર વાળી યોની હોય, મસ્તકના કેશ લાબા, કાળા અને સુવાળા — મુલાયમ હોય, જેનો સ્વર મીઠો અને સુશીલ હોય તે સ્ત્રી ઉત્તમ લક્ષણ વાળી સમજવી

જે સ્ત્રીના હાથમા માછલીનુ ચિન્હ પડેલ હોય તે સ્ત્રી સૌભાગ્યવતી થાય છે સાથીઆનુ ચિન્હ હોય તો પુત્રવાળી બને છે કમળના ચિન્હથી દાતાર થાય છે, અને રાજપુત્રનો જન્મ આપે છે

જે સ્ત્રીના હાથમા કમળ તથા પૂર્ણ કળશનુ ચિન્હ હેય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે તેમજ પુત્ર પૌત્રાદિની વૃદ્ધિ થાય છે

જે સ્ત્રીના સાથળ સ્નિગ્ધ — ચીકાશદાર, મજબુત, ગોળ, નસ ન દેખાય અને રોમ — વાળ રહીત હોય તો તે સ્ત્રી રાજ પત્ની થાય છે

જે સ્ત્રીની યોનિના જમણી બાજુના ભાગમા તલનુ ચિન્હ હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે, અને રાજ્ય ચલાવા યોગ્ય પુત્રનો જન્મ આપે છે જે સ્ત્રીની નાભિકાના અગ્ર ભાગ ઉપર લાલ રગનો મસો હોય તો તે સ્ત્રી રાજપત્ની બને છે

જે સ્ત્રીના પેટના ડાબા ભાગમા તલ કે મસો હોય તો તે સ્ત્રી નિ સંદેહ રાજ પત્ની થાય છે જે સ્ત્રીની યોનિના ઉપરના ભાગમા દક્ષિણાવર્ત ભમરો હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે

## સ્ત્રી લલાટ લક્ષણ.

જે સ્ત્રીના લલાટમા એ- રેખા પડી હોય તથા શ્રી વત્સનુ અથવા સાથીયાનુ ચિન્હ હોય તો તે સ્ત્રી ઉત્તમ લક્ષણ વાળી અને સુખ દેનાર હોય છે

જે સ્ત્રીના લલાટમા કાળા અથવા પીળા રગવાળુ નિશાળનું ચિન્હ હોય તો તે સ્ત્રી પાચ પુત્રોનો જન્મ આપે છે અને ધન ધાન્યની વૃધ્ધિ કરે છે જે સ્ત્રીના લલાટમા ત્રિશુળના આકારની રેખા પડી હોય તો તે સ્ત્રી હજારો સ્ત્રીઓની માલીક બને છે

જે સ્ત્રીની જંઘા, સ્તન અને હોઠ ઉપર વાળ હોય તો તે સ્ત્રી તરત વિધવા થાય છે

જે સ્ત્રીના યોનિ ઉપર ભમરાનો આવર્ત પડેલ હોય તો તે સ્ત્રી વિધવા થાય છે

જે સ્ત્રીના નાકના અગ્ર ભાગ ઉપર તલ અથવા મસો હોય, દાંત તથા જીભ કાળી હોય તો તે સ્ત્રી દશ દિવસમા વિધવા થાય છે

જે સ્ત્રીના ડાબા સ્તન ઉપર તલનુ ચિન્હ હોય તે સ્ત્રી એક પુત્રનો જન્મ આપીને વિધવા થાય છે

જે સ્ત્રીના લલાટ, ઉદર, અને યોનિ, આ ત્રણ ઠેકાણે આવર્ત—ભમરા પડેલ હોય તો તે સ્ત્રી લલાટના ભમરાથી દીયરને મારે છે ઉદર — પેટના ભમરથી સસરાને મારે છે, અને યોનિના ભમરથી પતિને મારે છે જે સ્ત્રીના હાથ ઉપર પુષ્કળ રેખાઓ હોય તે સ્ત્રી વિધવા થાય છે

## રાજ પત્ની લક્ષણ.

જે સ્ત્રીના હાથમા નંદાવર્તનુ ચિન્હ હોય તો તે સ્ત્રી ચક્રવર્તીની પત્ની થાય છે શંખ, છત્ર, તથા કાચબાનુ ચિન્હ હોય તો તે સ્ત્રી રાજ માતા થાય છે

જે સ્ત્રીના હાથમા ગઢ, તથા તોરણના આકારની રેખા પડી હોય તો તે સ્ત્રી દાસના કુળમા— હલકા કુળમા જન્મી હોય તો પણ તે સ્ત્રી રાજપત્ની બને છે

જે સ્ત્રીના હાથમા કુંડળ, ચક્ર, ચામર, અંકુશ અને ધનુષ્યના આકારનુ ચિન્હ પડેલ હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે

જે સ્ત્રીના હાથમા માછલીનુ ચિન્હ પડેલ હોય તે સ્ત્રી સૌભાગ્યવતી થાય છે સાથીઆનુ ચિન્હ હોય તો પુત્રવાળી બને છે કમળના ચિન્હથી દાતાર થાય છે, અને રાજપુત્રનો જન્મ આપે છે

જે સ્ત્રીના હાથમા કમળ તથા પૂર્ણ કળશનુ ચિન્હ હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે તેમજ પુત્ર પૌત્રાદિની વૃધ્ધિ થાય છે

જે સ્ત્રીના સાથળ સ્નિગ્ધ — ચીકાશદાર, મજબુત, ગોળ, નસ ન દેખાય અને રોમ — વાળ રહીત હોય તો તે સ્ત્રી રાજ પત્ની થાય છે

જે સ્ત્રીની યોનિના જમણી બાજુના ભાગમા તલનુ ચિન્હ હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે, અને રાજ્ય ચલાવા યોગ્ય પુત્રનો જન્મ આપે છે જે સ્ત્રીની નાભિકાના અગ્ર ભાગ ઉપર લાલ રંગનો મસો હોય તો તે સ્ત્રી રાજપત્ની બને છે

જે સ્ત્રીના પેટના ડાબા ભાગમા તલ કે મસો હોય તો તે સ્ત્રી નિઃસદેહ રાજ પત્ની થાય છે જે સ્ત્રીની યોનિના ઉપરના ભાગમા દક્ષિણાવર્ત ભમરો હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે

## સ્ત્રી લલાટ લક્ષણ.

જે સ્ત્રીના લલાટમા એક રેખા પડી હોય તથા શ્રી વત્સનુ અથવા સાથીયાનુ ચિન્હ હોય તો તે સ્ત્રી ઉત્તમ લક્ષણ વાળી અને સુખ દેનાર હોય છે

જે સ્ત્રીના લલાટમા કાળા અથવા પીળા રંગવાળુ ત્રિશુળનુ ચિન્હ હોય તો તે સ્ત્રી પાચ પુત્રોનો જન્મ આપે છે અને ધન ધાન્યની વૃધ્ધી કરે છે જે સ્ત્રીના લલાટમા ત્રિશુળના આકારની રેખા પડી હોય તો તે સ્ત્રી હજારો સ્ત્રીઓની માલીક બને છે

જે સ્ત્રીનુ લલાટ નસો વગરનુ, રોમ વગરનુ અર્ધ ચદ્રાકારનુ ઉંચુ ત્રણ આગુલ પ્રમાણનુ હોય તો તે સ્ત્રી આરોગ્યવાન તથા સૌભાગ્ય વાન થાય છે

જે સ્ત્રીના લલાટમા સ્વસ્તિક — સાથીઆનુ ચિન્હ હોય તો તે સ્ત્રી રાજ્ય સપદા પામે છે

## સ્ત્રી મસ્તકનું ફળ.

જે સ્ત્રીનુ મસ્તક રોમ, રજ, અને નસો વાળુ હોય તો તે સ્ત્રી રોગવાળી થાય છે જે સ્ત્રીનુ મસ્તક જાડુ હોય તો તે સ્ત્રી વિધવા બને છે લાબા મસ્તકવાળી સ્ત્રી કુલટા — વેશ્યા જેવી થાય છે અને વિશાળ મસ્તક વાળી દૌર્ભાગ્ય વાળી થાય છે

## સ્ત્રી છાતી લક્ષણ.

જે સ્ત્રીની છાતી ઉપર વાળ હોય તો તે સ્ત્રી વિધવા બને છે અને દુખ પામે છે જે સ્ત્રીની છાતી અઢાર આગુળની હોય, પોહોળી તથા પુષ્ટ હોય તેમજ ઉંચી છાતી હોય તો તે સ્ત્રી સુખી થાય છે

## સાથળ લક્ષણ.

જે સ્ત્રીના બને સાથળ હાથીની સુઢની માફક સરખા હોય રોમ વગરના હોય તો તે ઘણા ઉત્તમ સમજવા જે સ્ત્રીના સાથળમા નસ ન દેખાય, સ્નિગ્ધ — ચીકાશદાર, મજબુત, ગોળ, અને વાળ રહીત હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે

જે સ્ત્રીના સાથળમા રોમ હોય તો તે સ્ત્રી વિધવા બને છે ચીપટો સાથળ હોય તો દૌર્ભાગ્ય ને પામે છે સાથળમા છિદ્ર હોય તો દુખી થાય છે ચામડી કઠીણ હોય તો તે સ્ત્રી દરિદ્રી થાય છે

## સ્તન લક્ષણ.

જે સ્ત્રીના સ્તન મૂળમા મોટા પછી ક્રમસર કૃશ — પાતળા હોય ઉપરનો ભાગ તીક્ષ્ણ હોય તો તે સ્ત્રી પ્રથમ વયમા સુખ પામે છે

જે સ્ત્રીનો જમણો સ્તન ઉંચો હોય તો તે સ્ત્રી પ્રથમ પુત્રનો જન્મ આપે છે, અને ડાબો સ્તન ઉંચો હોય તો તે સ્ત્રી પ્રથમ પુત્રીનો જન્મ આપે છે

જે સ્ત્રીના સ્તનો લાબા, પોહોળા, પેટ ઉપર પડતા હોય તો તે સ્ત્રી વિધવા બને છે જે સ્ત્રીના સ્તનો રોમવાળા હોય, કાન ઉંચા નિચા હોય દાત ભયકર તથા નાના મોટા હોય તો તે સ્ત્રી ભય તથા ક્લેશને આપનાર થાય છે.



જે સ્ત્રીનુ લલાટ નસો વગરનુ, રોમ વગરનુ અર્ધ ચદ્રાકારનુ ઉંચુ ત્રણ આગુલ પ્રમાણનુ હોય તો તે સ્ત્રી આરોગ્યવાન તથા સૌભાગ્ય વાન થાય છે

જે સ્ત્રીના લલાટમા સ્વસ્તિક — સાથીઆનુ ચિન્હ હોય તો તે સ્ત્રી રાજ્ય સપદા પામે છે

## સ્ત્રી મસ્તકનું ફળ.

જે સ્ત્રીનુ મસ્તક રોમ, રજ, અને નસો વાળુ હોય તો તે સ્ત્રી રોગવાળી થાય છે જે સ્ત્રીનુ મસ્તક જાડુ હોય તો તે સ્ત્રી વિધવા બને છે લાબા મસ્તકવાળી સ્ત્રી કુલટા — વેશ્યા જેવી થાય છે અને વિશાળ મસ્તક વાળી દૌર્ભાગ્ય વાળી થાય છે

## સ્ત્રી છાતી લક્ષણ.

જે સ્ત્રીની છાતી ઉપર વાળ હોય તો તે સ્ત્રી વિધવા બને છે અને દુખ પામે છે જે સ્ત્રીની છાતી અઢાર આગુળની હોય, પોહોળી તથા પુષ્ટ હોય તેમજ ઉંચી છાતી હોય તો તે સ્ત્રી સુખી થાય છે

## સાથળ લક્ષણ.

જે સ્ત્રીના બને સાથળ હાથીની સુઢની માફક સરખા હોય રોમ વગરના હોય તો તે ઘણા ઉત્તમ સમજવા જે સ્ત્રીના સાથળમા નસ ન દેખાય, સ્નિગ્ધ — ચીકાશદાર, મજબુત, ગોળ, અને વાળ રહીત હોય તો તે સ્ત્રી ગજપત્ની થાય છે

જે સ્ત્રીના સાથળમા રોમ હોય તો તે સ્ત્રી વિધવા બને છે ચીપટો સાથળ હોય તો દૌર્ભાગ્ય ને પામે છે સાથળમા છિદ્ર હોય તો દુખી થાય છે ચામડી કઠીણ હોય તો તે સ્ત્રી દરિદ્રી થાય છે

## સ્તન લક્ષણ.

જે સ્ત્રીના સ્તન મૂળમા મોટા પછી ક્રમસર કૃશ — પાતળા હોય ઉપરનો ભાગ તીક્ષ્ણ હોય તો તે સ્ત્રી પ્રથમ વયમા સુખ પામે છે

જે સ્ત્રીનો જમણો સ્તન ઉચો હોય તો તે સ્ત્રી પ્રથમ પુત્રનો

જન્મ આપે છે, અને ડાબો સ્તન ઉચો હોય તો તે સ્ત્રી પ્રથમ પુત્રી નો જન્મ આપે છે

જે સ્ત્રીના સ્તનો લાબા, પોહોળા, પેટ ઉપર પડતા હોય તો તે સ્ત્રી વિધવા બને છે જે સ્ત્રીના સ્તનો રોમવાળા હોય, કાન ઉચા નિચા હોય દાત ભયકર તથા નાના મોટા હોય તો તે સ્ત્રી ભય તથા ક્લેશને આપનાર થાય છે



# પ્રકરણ ૮ મું



## જન્મ કાળના ગ્રહના પ્રભાવથી

## મનુષ્ય સ્વભાવ, રુચી, વ્યવસાયાદિ ઉપર થતો અસર.

મનુષ્યના જન્મ કાળમા જે ગ્રહ બલવાન હોય છે એટલે જે ગ્રહ સ્વ, ઉચ્ચ, તથા મૂળ ત્રિકોણ રાશીમા ગયો હોય અથવા કેદ્રમા પડ્યો હોય તે ગ્રહ બલવાન હોય છે આને જે ગ્રહ બલવાન હોય તે ગ્રહના ગુણધર્મ, સ્વરૂપ લક્ષણાનુસાર મનુષ્યના શરીર ઉપર પ્રભાવ પડે છે

જે માણસના હાથમા ગુરુની આગળી અથવા ગુરુનો પર્વત બીજી આગળીઓ અને બીજા ગ્રહના પર્વત કરતા વધારે પ્રભાવ શાલી હોય — ઉન્નત હોય તો તે માણસ ઉપર ગુરુના ગ્રહનો પ્રભાવ પડે છે આવા ગુરુના પ્રભાવવાલા માણસને આપણા શાસ્ત્રકારો **હસ સજ્ઞક મહાપુરૂપ** ના નામથી ઓળખે છે જે માણસ શનિ ગ્રહના પ્રભાવ વાલો હોય તે **શશ સજ્ઞક મહા પુરુષ**, જે મગળના પ્રભાવવાલો હોય તે **રૂચક સજ્ઞક મહાપુરૂપ**, જે બુધના પ્રભાવવાલો હોય તે **ભદ્ર સજ્ઞક મહાપુરૂપ**, અને જે શુક્રના પ્રભાવવાલો હોય ને **માલવ્ય સજ્ઞક મહા પુરૂપના** નામથી ઓળખાય છે

## હંસસંજ્ઞક પુરુષના લક્ષણ.

रक्तं पीन कपोल मुन्नत नसं वक्त्र सुवर्णोपमं ।
वृतंचास्य शिरोक्षिणी मधुनिभे सर्वेच रक्तानखाः ॥
स्रग्दामांकुश शंख मत्स्ययुगल कत्रंग कुभांबुजै ।
श्चिन्है हंस कल स्वनः सुचरणो हंसः प्रसन्नोंद्रियः ॥

અર્થ — આરક્ત ગૌરવર્ણ—રંગ, પુષ્ટ ગાલ, ઉંચી નાસિકા, સોના જેવી કાન્તિ, ગોળ મુખ, અને ગોળ મસ્તક, મધના રંગ જેવી (ગુલાબી, લાલ, અથવા પિળો રંગ મિશ્રીત રંગ જેવી) આંખો, અને લાલ રંગના સર્વે નખ હોય છે હંસસંજ્ઞક માણસના હાથમાં માળા, દોરી, અંકુશ, શંખ, મચ્છયુગલ, પતાગ, કુંભ, અને કમળનું ચિન્હ હોય છે હંસના જેવો મધુર શબ્દ બોલવા વાલો, ઉત્તમ પગ વાળો, સ્વચ્છ સુંદર ઇંદ્રિયો વાલો અને આનંદી માણસ હોય છે

## રુચી વ્યવસાયાદિ.

હંસ સંજ્ઞક માણસને પાણીમાં વધારે પ્રીતિ હોય છે તે માણસ સમુદ્ર કિનારે રહેવા વાલો, સમુદ્રની મુસાફરી વધારે કરવા વાળો જળાશયનો પ્રેમી, અને પાણીસાથે સંબંધ રાખવા વાલી વસ્તુઓનો વેપાર કરવા વાલો હોય છે હંસ સંજ્ઞક માણસ અધિક વીર્યવાન હોય છે તેના શરીરનું વજન ૧૬૦૦ પલ પ્રમાણનું હોય છે શરીરની લંબાઈ ૯૬ આગુલની હોય છે હંસ સંજ્ઞક માણસ ખસ (ઉત્તર દેશમાં પંજાબના આગળ નો દેશ) શૂરસેન (મથુરા નજીકનો દેશ) કંદાહાર (ગાંધાર દેશ) અને ગંગા તથા યમુનાના મધ્યના દેશમાં રહેવાવાળો, અથવા તે દેશસાથે વધારે સંબંધ રાખવા વાલો— વેપારાદિ કરવા વાલો હોય છે, અને રાજા જેવું સુખ વૈભવ ભોગવી ૯૦ વરસનું આયુષ્ય પુરૂ કરી મૃત્યુ પામે છે

## શશ સંજ્ઞક પુરૂષના લક્ષણ.

જે માણસનો શનિ બલવાન હોય છે તે માણસ ઉપર શનિનો પ્રભાવ પડે છે આવો માણસ શશ સંજ્ઞક પુરૂષના નામથી ઓળખાય છે

થોડા ઉંચા બારીક અને ટુંકા દાત,તથા નખ ઇંડાના આકૃતિ જેવા નેત્ર, શિઘ્ર ચાલના વાલો, વિજ્ઞાન, ગૌરિકાદિ ધાતુ ઉપધાતુ ના ક્રય વીક્રયાદિ વેપારમા કુશળ, પુષ્ટ ગાલવાલો શઠ ( ધુર્ત ) સેનાપતિ અથવા પુષ્કળ મનુષ્યો પર અધિકાર — હુકુમત કરવા વાલો, વિષયા સક્ત, પરસ્ત્રીમા અસક્ત, ચ ચલ ચિત્તનો, શૂર, નીરસ્વભાવનો, માતૃભક્ત વન, પર્વત, નદી અને કિલ્લાઓમા પ્રેમ રાખવા વાલો, તથા આસક્ત ચિત્ત , ૯૨ આગુની ઉંચો, શકાયુક્ત સ્વભાવનો, વેપાર કરવા વાલો, શત્રુના છિદ્ર જાણવાવાલો બલવાન મગજનો, સ્થિર, અતીક સ્થૂલ શરીર ન હોય એવો, મધ્ય ભાગમા શરીર કૃશ, હાથ પગમા ઢાલ, તલવાર, વીણા, પલગ, માળા, મૃદગ, અને ત્રિશૂળનુ ચિન્હ અને ઉર્ધ્વ રેખા હાથ પગમા હોય આવા લક્ષણવાલો શશક પુરષ ગુહાવાસી લોકનો રાજા અથવા માડલીક હોય છે દ્વિચણમા સ્નાવ અને શૂળના પિડાથી પિડાતો ૭૦ વરસનુ આવખુ પુરૂ કરી મૃત્યુ પામે છે

## ભદ્રસંજ્ઞક પુરૂષના લક્ષણ.

જે માણસનો બુધ વધારે બલવાન હોય તે માણસ ઉપર બુધનો પ્રભાવ પડે છે આવો માણસ ભદ્ર સંજ્ઞક મહા પુરષના નામથી ઓળખાય છે

ભદ્ર સંજ્ઞકપુરષના એક સરખા, ગોલ, પુષ્ટ, અને લાબા બાહુ હોય છે તેના શરીરની ઉંચાઈ બન્ને બાહુ અને હાથના લબાઈના બરાબર હોય છે કોમલ, બારીક, સઘન કેશ વાલા ગાલ હોય છે તે માણસની ત્વચા મજબુત હોય છે વીર્યવાન, વિસ્તીર્ણ અને પુષ્ટ છાતી વાલો, અને સત્વગુણી માણસ હોય છે વાઘના મુખ જેવી

આકૃતિનુ મુખ, સ્થીર બુધ્દિ, દયાળુ, ધર્મરત, ઉપકાર જાણવા વાળો મદગતિ, અને પુષ્કળ શાસ્ત્રનો જાણકાર હોય છે જ્ઞાની, મજબુત બાહ્યાનો, ઉત્તમ લલાટ અને શખના લક્ષણવાળો, નૃત્યાદિ કળાનો જાણકાર ધૈર્યવાન, ઉત્તમ કુક્ષી, કમળના ગાભા જેવા સુદર હાથ પગ વાળો યોગાભ્યાસી, સુદર નાક અને બન્ને ભવા મળેલા હોય છે તે માણસનુ ચિત્ત જમીની સિચીન નવી ભૂમિ, તમાલ પત્ર, કેશર, અગર, અને ધૂપના સુગધ વાલા પદાર્થોથી પ્રસન્ન રહે છે અથવા આવી વસ્તુઓનો વેપાર કરવાવાળો, અને તે વસ્તુઓમા પ્રેમ રાખવા વાળો હોય છે તે માણસના દરેક રોમરધ્રમા એક એક કાળો વાળ હોય છે, અને ઘોડા તથા હાથીના જેવી ગુપ્ત રહેવાવાળી ગુપ્તેદ્રિય હોય છે ભદ્રસજ્ઞક પુરુષોના હાથમા તથા પગમા હળ, મુશળ, ગદા, તલવાર શખ, ચક્ર, હાથી, મગર, કમળ અને રથના ચિન્હની રેખાઓ હોય છે તેના સપત્તિનો ઉપભોગ લોકો લે છે તે માણસ સ્વજનોના અવિવેક ભરયા કાર્ય ઉપર ક્ષમા કરતો નથી અને સ્વતત્ર બુધ્દિનો માણસ હોય છે

ભદ્રસજ્ઞક પુરુષ ૮૪ અગુલી ઉચો અને ૨૦૦૦ પલ વજન (૧ પલ – ૪ તોળા)નો અને મધ્ય દેશનો રાજા હોય છે ભદ્રસજ્ઞક પુરુષ ૧૦૫ અગુલી ઉચો હોય તો સર્વ પૃથ્વીનો રાજા થાય છે ભદ્રસજ્ઞક પુરુષ સ્વપરાક્રમથી મેળવેલી પૃથ્વીનો ૮૦ વરસસુધી ઉપભોગ લઈ પુણ્ય ક્ષેત્રમા પ્રાણ ત્યાગ કરી સ્વર્ગમા જાય છે

## રુચક સજ્ઞક પુરુષના લક્ષણ.

જે માણસનો મગળ વધારે બળવાન હોય તે માણસ ઉપર મગળનો પ્રભાવ પડે છે આવો માણસ રુચકસજ્ઞક મહાપુરુષના નામથી ઓળખાય છે

રુચક સજ્ઞક પુરુષના ભવાં સુદર હોય છે લાલ અને કાળા રગના કેસ, કઠ ઉપર ત્રણ વલય, અને થોડુ લાબુ મુખ હોય છે

તે પુરુષ શૂર, વીર, ક્રોધી, શ્રેષ્ટ, પરામર્શ કરવા લાયક, ચોરોનો રાજા અને મેહનતુ માણસ હોય છે રુચક સંજ્ઞક પુરુષનુ જેટલુ લાબુ મુખ હોય છે તેટલાજ લબાઈનુ તેનુ પેટ હેય છે સુક્ષ્મત્વચા, રક્ત અને માસનો ભાગ બલવાન હોય છે શત્રુઓને મારવા વાલો પોતાના સાહસ કર્મથી કાર્યની સિધ્દિ કરવાવાલો હોય છે રુચક સજ્ઞક પુરુષના હાથ પગમા આયુધ ( હત્યાર ) વીણા, વૃષભ, ધનુષ્ય, વજર શક્તિ ( બરછી ) ચક્ર અને ત્રિશૂળના ચિન્હવાળી રેખાઓ હોય છે તે પુરુષ ગુરુ, બ્રામ્હણ, અને દેવતાઓનો ભક્ત હોય છે તેના શરીરની ઉંચાઈ ૧૦૦ અગુલીની હોય છે અને વજન ૧૦૦૦ પલનુ હોય છે

રુચકસજ્ઞક પુરુષ મત્ર પ્રયોગ, જારણ મારણાદિ કાર્યોમા તથા હઠ પ્રયોગમા કુશળ હોય છે તે માણુસના ઢીચણ અને પોટલીયો પાતલી હોય છે તે પુરુષ વિધ્ય અને સહ્યાદ્રિ પર્વત અને ઉજ્જયની પ્રદેશમા ૭૦ વર્ષ સુધી રાજ્ય કરે છે, અથવા તે દેશમા વ્યવસાયદ્વારા સુખાદિ ભોગ ભોગવી શસ્ત્રથી અથવા અગ્નિથી મૃત્યુ પામે છે

## માલવ્ય સજ્ઞક પુરુષના લક્ષણ.

જે માણુસનો શુક્ર બલવાન હોય છે તે માણુસ ઉપર શુક્રનો પ્રભાવ પડે છે આવો માણુસ માલવ્ય સંજ્ઞક મહાપુરુષના નામથી ઓળખાય છે

માલવ્ય સજ્ઞક પુરુષના બાહુ હાથીના શુડ જેવા હોય છે ઢીચણસુધી લાબા હાથ હોય છે માસથી પરિપૂર્ણ અને પુષ્ટ શરીરના સધી હોય છે ન અધિક ઉચો ન અધીક નિચો સમ અને તેજસ્વી શરીર, મધ્ય ભાગમા કૃશ ( પાતલી કમર ) હડપચીથી લલાટસુધી ૧૩ અગુલ લાબુ મુખ અને કાનના છિદ્ર તિરછા ( ૩ અગુલથી થોડા ઓછા ) સ્પષ્ટ નેત્ર, સુદર ગાલ, એક સમાન પક્તિના સફેદ દાત, અધીક માસ યુક્ત નહી એવા અધરોષ્ટ હોય છે માલવ્ય સજ્ઞક પુરુષ સુદર બુધ્દિનો

પર્વત ઉપર રહેવાવાલો, સ્વ પરાક્રમથી દ્રવ્ય સપાદન કરાવા વાલો રાજા માણુસ થાય છે તેના શરીરની ઉંચાઈ ૧૦૮ અગુલી હોય છે તે માણુસ રાજા અથવા રાજા જેવુ વૈભવ ભોગવે છે માલવા, ભરૂચ પ્રાંત, કચ્છ ગુજરાત, લાટ, સિધ, વિગેરે સિધ પ્રદેશમા રહેનાવાલો અથવા તે દેશ ઉપર અધીકાર કરવા વાલો ૭૦ વરસ સુધી સુખ ભોગવી ઉત્તમ પુણ્ય ભૂમિ પર તપ કરી પ્રાણ ત્યાગ કરે છે

## અગ સામુદ્રિક.

પૂર્વાચાર્યોએ અગ લક્ષણને ઘણુ મહત્વ આપેલુ છે અગ લક્ષણનો અભ્યાસ કર્યાવિના કેવળ હાથ અને હાથ ઉપરની રેખાઓ પરથીજ ફળાધીશ કહેવાથી તેમા ન્યૂનતા — ખામી રહે છે માટે આ વિષય તરફ હસ્તપરીક્ષાભ્યાસિઓએ વિશેષ લક્ષ આપવાની જરૂર છે મસ્તકાદિથી પાદતળસુધી સપૂર્ણ અગલક્ષણ અને તેનુ ફળ આ પ્રકરણમા આપવામા આવે છે

પુરૂષોના અને સ્ત્રીઓના અગલક્ષણનુ ફળ સરખુ હોતુ નથી પુરૂષોના સામુદ્રિક અગ લક્ષણ કરતા સ્ત્રીઓના સામુદ્રિક અગ લક્ષણ કોઈ ઠેકાણે નિરાળા હોય છે જે લક્ષણ પુરૂષના માટે શુભ હોય છે તે લક્ષણ સ્ત્રીના માટે અશુભ હોય છે અને કોઈ ઠેકાણે સ્ત્રીના માટે જે શુભ હોય છે તે પુરૂષના માટે અશુભ હોય છે સ્ત્રી અને પુરૂષના બાબતમા આ વાત ધ્યાનમા રાખવાની છે

### મસ્તક.

જેનુ મસ્તક ગોળ હોય તે ગાય, ભેંસ આદિ પશુઓને પાળના વાળો હોય છે જેનુ મસ્તક ઉપરથી મોટુ છત્રાકાર હોય તે રાજા થાય છે ચપટુ મસ્તક હોય તો માતાપિતા રહિત થાય છે ઘટાકાર — ઘડાના જેવુ મસ્તક હોય તો અધમ — નીચ માણુસ સાથે મૈત્રી કરનાર થાય છે બે મસ્તક વાળો દરિદ્રી અને પાપી થાય

છે માછળીના જેવા મસ્તક વાળો દુખી થાય છે નીચે નમેલા માથા વાળો શુભ, પણ વધારે નીચે નમેલુ મસ્તક હોય તો અશુભ સમજવુ ઉચુ નીચુ મસ્તક હોય તો દરીદ્રી થાય છે લાબુ મસ્તક હોય તો દુખી થાય છે

સ્ત્રી — સ્ત્રીનુ મસ્તક લાબુ અને નસો દેખાય એવુ હોય તો વ્યભિચારીણી થાય છે અતિ લાબુ અને ચોડુ હોય તો વિધવા અથવા વ્યભિચારીણી થાય છે

## લલાટ.



જે માણુસનુ કપાળ પોહોળુ ઉચુ, અને ભરેલુ હોય તે માણુસ તીવ્ર બુધ્ધિનો હોય છે અતિ ઉંચુ, લાબુ અને અતિ પોહોળુ હોય તો મૂર્ખ માણુસ હોય છે નાસિકા સમાન ઉંચુ હોય અને નાસિકાના લબાઈથી બમણુ લાબુ હોય તો શ્રેષ્ટ સમજવુ અર્ધ ચદ્રાકાર જેવુ કપાળ હોય તો રાજા થાય છે છીપના જેવુ ચમકદાર તથા વિશાળ કપાળ વાળો માણુસ આચાર્ય થાય છે નાના કપાળ વાળો માણુસ ધર્મમા તત્પર હોય, વિષમ — ઉંચુ નીચુ તથા આચ્છાદિત કપાળ વાળો ધનહીન થાય, નીચા કપાળ, વાળો માણુસ વધ બંધનને પામે તથા ક્રુર કર્મી થાય

જેના કપાળમા તીર્છી પાચ રેખા હોય તો તે ૧૦૦ વર્ષ જીવે, તથા લક્ષ્મીવાન થાય ચાર રેખા વાળો માણુસ રાજા થાય, અને ૮૦ વર્ષ જીવે, ત્રણ રેખાવાળો ૭૦, બે રેખાવાળો ૬૦, અને એક રેખાવાળો ૪૦ વર્ષ જીવે છે

બને ભમર ઉપર રેખા હોય તો ૩૦ વર્ષ જીવે, પણ તે વાકી હોય તો માત્ર ૨૦ વર્ષ જીવે જેના કપાળમા તુટી ફુટી રેખા હોય તો તે પરસ્ત્રી લપટ થાય તેમજ કપાળમા નાની રેખા હોય તો તે માણુસ અલ્પ આયુષ્યવાળો થાય

## ભમર.

જેની બને ભમર મળેલ ન હોય, સ્નિગ્ધ હોય, બારીક વાળથી યુક્ત હોય તે શ્રેષ્ટ ગણાય છે પરંતુ પ્રમાણ હીન, જાડી, સુક્ષ્મ ખરબચડી, પીળા રોમવાળી ભમર દારિદ્રકારક સમજવી બીજના ચંદ્ર જેવી દીર્ઘ, પોહોળી, ઉન્નત, શ્યામ, નાસિકાના અંતથી નિકળેલ એવી ભમર ઘણા ધનને આપે છે

તુટેલી ભમર હોય તો દરિદ્રી, બંને ભમર મળેલ હોય તો કામી માણસ હોય છે નેત્રના નિકટમા ભમર હોય તો બુધ્દિવાન માણસ થાય છે ભમરના વાળ કોમળ હોય તો કોમળ અંત કરણનો, રાઠ વાળ હોય તો કઠોર અંત કરણનો માણસ થાય છે પ્રારંભમા મોટી ભમર હોય તો દરેક કામ શીઘ્ર કરવાવાળો તીવ્ર બુધ્દિનો માણસ હોય છે

સ્વચ્છ અને ઉંચી ભમરવાળા માણસો ધનવાન તથા સંતાન વાન થાય છે પરંતુ નીચી ભમર વાળા દ્રવ્ય સુખ અને સંતાન સુખ રહીત થાય છે

## આંખ.

જેના નેત્ર કમળના પાખડી જેવા લાંબા, મોટા હોય તે માણુસ ધનવાન થાય છે નેત્રના બંને બાજુના કોણ તામ્ર જેવા લાલરંગના હોય તો માણુસ લક્ષ્મીવાન થાય છે જે પુરૂષના નેત્રો નિર્મળ નીલ સ્ફટીક જેવા, તથા લાલ કાંઈક ચીકણા, ચમકદાર, કાળા હોય તો તે ધનવાન થાય

હડતાળના રંગ જેવા નેત્રવાળો પુરૂષ ચક્રવર્તી થાય નીલ કમળના જેવા નેત્રવાળો માણુસ માની તથા વિદ્વાન થાય લાખના

રંગ જેવા નેત્રવાળો માણસ રાજા થાય, મોતીના જેવા સફેદ નેત્રવાળો શાસ્ત્રવેત્તા થાય, મધ તથા સોના જેવા પીળા નેત્ર વાળો ઘણો ધનવાન થાય

હાથીના જેવા નેત્રવાળો સેનાપતિ થાય લાબી આખવાળો માણસ લાબા આયુષ્યવાળો થાય પોહોળી આખવાળો ભોગી, પારેવાની આખવાળો કામી થાય ધુમાડાજેવા નેત્રવાળો માણુસ સુંદર થાય સ્નિગ્ધ નેત્રવાળો મોટો ભોગી, મોટા નેત્રવાળો બુધ્ધિવાન, દીન દૃષ્ટિવાળો ધનહીન થાય મોરના જેવી આખવાળો મધ્યમ પુરૂષ થાય દેડકા, કાગડા તથા ભુરારંગ જેવી આખવાળો માણુસ અધમ થાય

સરળ મનવાળો માણુસ સીધુ જુએ છે પુણ્યવાનની દૃષ્ટી ઉંચી પડે છે પાપી માણુસ નીચે જુએ છે, ક્રોધી માણુસ વાકુ જુએ છે જેની દૃષ્ટિ કારણ વગર ફર્યા કરે તે લક્ષ્મી હીન થાય જેની દૃષ્ટિ મલીન તથા સ્નેહ વગરની હોય તો તે માણુસ પાપી થાય સર્પના જેવી દૃષ્ટિવાળો માણુસ રોગી થાય બીલાડીના જેવી દૃષ્ટિવાળો સદા પાપી થાય ભયંકર દૃષ્ટિવાળો દુષ્ટ થાય, કુકડાના જેવી દૃષ્ટિવાળો માણુસ લડાઈખોર થાય

ઘુવડના જેવી દૃષ્ટિવાળો માણુસ બહુ દુષ્ટ થાય વિષમ— ઉંચી નીચી દૃષ્ટિવાળો દુખી થાય, હંસના જેવી દૃષ્ટિવાળો ધન હીન થાય વાઘના જેવી દૃષ્ટિ હોય તો ક્રુર થાય

અત્યન્ત સ્નિગ્ધ દૃષ્ટિવાળો માણુસ બુધ્ધિવાન થાય, પણ આયુષ્ય અલ્પ હોય ઘણી પીળી, વિવર્ણ, ભ્રાન્ત, ચંચળ આખવાળો માણુસ ખરાબ હોય, બહુહીણુ, લાલ, લુખા, જળવાલા, મળવાળા, નેત્રવાળો માણુસ દરિદ્રી થાય છે

સ્ત્રી — ની આખ પીળી હોય તો વ્યભિચારીણી, લાલ હોય તો કામાતુર, કાળી હોય તો વંધ્યા, અથવા વ્યભિચારીણી થાય છે

## નાક.

જેનુ નાક લાબુ હોય તે માણુસ વિદ્વાન, પ્રબધી, અને સૌભાગ્ય યુક્ત થાય જેનું નાક ટુકુ હોય તે માણુસ ચોર થાય પોપટના ચચુ સમાન નાક વાળો સુખી તથા શાસન કર્તા થાય છે જેનુ નાક પાતળુ હોય તે વિદ્વાન અને દીર્ઘાયુષી થાય છે નાકના છીદ્ર રેડા હોય તો કવિ થાય, બહુ ઉંચા હોય તો હઠ્ઠી અને પ્રબધ શક્તિ વાળો થાય કાપેલ નાસિકા વાળો માણુસ અગમ્યા સ્ત્રી રત થાય, ચીપટી નાસિકા વાળાનો મૃત્યુ સ્ત્રીના સબધથી થવાનો ભય હોય છે નાકનો અગ્ર ભાગ વાકો હોય તો ધન દાયક હોય છે જમણા બાજુ તરફ વળેલું નાક હોય તો માણુસ ખાઉધરા હોય છે

ભાગ્યવાન પુરુષનુ નાક સરળ, બારીક, સુદર છીદ્રવાળા નાસા પુટથી યુક્ત હોય છે બહુલાબી, જાડી, મુખસુધી ગયેલી, વાકી, ચીપટી, સકુચીત, અને દબાયેલી નાસિકા દુખ આપવાવાળી ધન, શીલ રહીત કરવા વાળી અને અશુભ સમજવી

સ્ત્રી—ની નાસિકા મોટી હોય તો શુભ, નાની હોય તો અશુભ, ચીપટી નાસિકા હોય તો વિધવા થાય છે નાસિકાનુ અગ્રભાગ લાબુ હોય તો ક્રોધીનિ સ્ત્રી થાય છે અને ઘોડાના જેવુ નાસિકાનુ અગ્ર હોય તો દાસી અને પરકર્મરત થાય છે

## મુખ.

ચદ્રના બીબ જેવુ ગોળ, સૂક્ષ્મ, સ્નિગ્ધ, સૌમ્ય, સરખુ સુગધી હાથી તથા સિહના જેવુ મુખ હોય તો રાજા થાય. પોહોળુ મુખ દુર્ભાગી માણુસનુ હોય છે સતાન રહીતનુ મુખ સ્ત્રીના મુખ જેવુ હોય છે ચોરસ મુખ ધૂર્તનુ હોય છે, નાનુ મુખ કૃપણુતા સૂચવે છે

પાપી માણુસનુ મુખ ભયકર હોય છે નીચુ તથા વાકુ મુખ

પુત્ર રહીતનુ હોય છે લાબુ મુખ ધન રહીતનુ હોય છે ગોળ મુખ વાળો ભાગ્યશાલી થાય

પશુ સમાન મુખ — ગધેડા, ઉંટ, વાઘ, તથા વાદરાના મુખ વાળા માણસો દુર્ભાગી થાય, વાકુ, વિકારવાળુ શુષ્ક તથા ઘોડાના જેવુ મુખવાળા માણસો દરિદ્રી થાય

## ગાલ.

લાન, ઉંચા, મોટા અને પુષ્ટગાલ વાળો માણુસ ઉત્તમ ભોગ ભોગવાવાળો, સ્વાર્થી અને ઉચ્ચપદ ઉપર ચઢવા વાળો થાય છે પાતળા અને રોમ યુક્ત, નીચા, માસવગરના ગાલ હોય તો તે માણુસ દુખી, પાપી, ભાગ્યહીન તથા દાસ થાય છે

સ્ત્રી — ના ગાલ સ્નિગ્ધ હોય તો પ્રેમી, પીળા હોય તો દુષ્ટ સ્વભાવવાળી, ગોલ અને પુષ્ટગાલ હોય તો શ્રેષ્ટ હોય છે

## હોઠ.

લાલ રગના હોઠવાળો માણુસ ધનાઢ્ય થાય, ગુલાબી રગના હોઠ વાળો બુધ્ધિવાન, પરવાળા જેવા હોઠવાળો માણુસ રાજા થાય છે જે માણુસના ઉપર નીચેના હોઠ બે આગુલ પ્રમાણુના, સુકુમાળ મૃદુ, સ્નિગ્ધ હોય તો તે ધનવાન થાય છે

પુષ્ટ હોઠવાળો સુદર હોય, લાબા હોઠવાળો ભોગી થાય, ઉંચા નીચા હોઠવાળો ભીરૂ હોય, નાના હોઠવાળો દુખી થાય. લુખા, પાતળા, વિવર્ણુ, ફુટેલા, ખડીત તથા જાડા હોઠ વાળો ધન સુખ વિનાનો થાય

## દાંત.

જે માણુસના દાત સફેદ, સ્નિગ્ધ, જાડા, મોટા, એક સમાન પંક્તિના, દાડમના દાણા જેવા આકારના સુંદર હોય તો તે માણુસ સુખી અને ધનવાન થાય છે રાક્ષસ તથા વાદરાના જેવા દાત, વિકૃત, રૂક્ષ, થોડા અંતર ઉપર હોય તો અશુભ સમજવા

ઉંદરના જેવા બારીક અને અતિ તીક્ષ્ણ દાત હોય તો ભાગ્યવાન થાય લાબા, મોટા, આગળ નિકળેલા દાત હોય તો વિદ્વાન થાય મોટા દાત હોય તો દીર્ઘાયુ અને દયાળુ માણુસ થાય છે નાના દાત હોય તો અલ્પ આયુષ્યનાળો થાય હિંસક પ્રાણી જેવા દાત હોય તો કઠોર હૃદયનો થાય, દાત ઉપર દાત હોય તો બંધુનો નાશ થાય અનાળુ ન દેખાય એવા દાત હોય તો સત્યવાદી થાય, અતિ નાના, મોટા વાકા, રૂક્ષ, દાત હોય તો અશુભ સમજવા જન્મતાની સાથેજ દાત નિકળે અથવા પ્રથમ ઉપરના દાત નિકળે તો અશુભ, બાળકને બાર માસની અંદર નિચેના ૨ દાત નીકળે તો તે શુભ હોય છે

જે માણુસને બરાબર ૩૨ દાત હોય તે રાજા થાય ૩૧ દાત વાળો ભોગી, ૩૦ દાત વાળો સુખી, ૨૯ દાત વાળો દુખી થાય અને ૨૮ – ૨૭ – ૨૬ – ૨૫ દાત વાળો અતી દુખી થાય.

## જીભ.

જે માણુસની જીભ લાલ, લાબી, બારીક, મૃદુ, પાતળી હોય તે માણુસ મીષ્ટાન્ન ખાવાવાળો થાય, સુખ ભોગવાવાળો, વિદ્વાન, ધન વાન અને સુખી પુરુષ થાય છે જેની જીભ આગલા ભાગમા સાકડી, ચીકણી, લાલ કમળના પાદડા જેવી ને જાડી પોહોળી હોય તો તે રાજા થાય

ધોળી જીભવાળો રોગી અને આચાર ભ્રષ્ટ થાય કાળી જીભવાળો દાસ અને ધનહીન થાય કાબર ચિત્રી જીભવાળો પાપી

પુત્ર રહીતનુ હોય છે લાંબુ મુખ ધન રહીતનુ હોય છે ગોળ મુખ વાળો ભાગ્યશાલી થાય

પશુ સમાન મુખ — ગધેડા, ઉંટ, વાઘ, તથા વાંદરાના મુખ વાળા માણુસો દુર્ભાગી થાય, વાંકુ, વિકારવાળુ શુષ્ક તથા ઘોડાના જેવુ મુખવાળા માણુસો દરિદ્રી થાય

## ગાલ.

લાલ, ઉંચા, મોટા અને પુષ્ટગાલ વાળો માણુસ ઉત્તમ ભોગ ભોગવવાવાળો, સ્વાર્થી અને ઉચ્ચપદ ઉપર ચઢવા વાળો થાય છે પાતળા અને રોમ યુક્ત, નીચા, માસવગરના ગાલ હોય તો તે માણુસ દુખી, પાપી, ભાગ્યહીન તથા દાસ થાય છે

સ્ત્રી — ના ગાલ સ્નિગ્ધ હોય તો પ્રેમી, પીળા હોય તો દુષ્ટ સ્વભાવવાળી, ગોલ અને પુષ્ટગાલ હોય તો શ્રેષ્ટ હોય છે

## હોઠ.

લાલ રગના હોઠવાળો માણુસ ધનાઢ્ય થાય, ગુલાબી રગના હોઠ વાળો બુધ્ધિવાન, પરવાળા જેવા હોઠવાળો માણુસ રાજા થાય છે જે માણુસના ઉપર નીચેના હોઠ બે આગુલ પ્રમાણુના, સુકુમાળ મૃદુ, સ્નિગ્ધ હોય તો તે ધનવાન થાય છે

પુષ્ટ હોઠવાળો સુદર હોય, લાબા હોઠવાળો ભોગી થાય, ઉંચા નીચા હોઠવાળો ભીરૂ હોય, નાના હોઠવાળો દુખી થાય લુખા, પાતળા, વિવર્ણુ, ફુટેલા, ખડીત તથા જાડા હોઠ વાળો ધન સુખ વિનાનો થાય

## દાંત.

જે માણસના દાત સફેદ, સ્નિગ્ધ, જાડા, મોટા, એક સમાન પંક્તિના, દાડમના દાણા જેવા આકારના સુદર હોય તો તે માણસ સુખી અને ધનવાન થાય છે રાક્ષસ તથા વાદરાના જેવા દાત, વિકૃત, રુક્ષ, થોડા અતર ઉપર હોય તો અશુભ સમજવા

ઉંદરના જેવા બારીક અને અતિ તીક્ષ્ણ દાત હોય તો ભાગ્યવાન થાય લાબા, મોટા, આગળ નિકળેલા દાત હોય તો વિદ્વાન થાય મોટા દાત હોય તો દીર્ઘાયુ અને દયાળુ માણસ થાય છે નાના દાત હોય તો અલ્પ આયુષ્યવાળો થાય હિસક પ્રાણી જેવા દાત હોય તો કઠોર હૃદયનો થાય, દાત ઉપર દાત હોય તો બધુનો નાશ થાય અનાણુ ન દેખાય એવા દાત હોય તો સત્યવાદી થાય, અતિ નાના, મોટા વાકા, રુક્ષ, દાત હોય તો અશુભ સમજવા જન્મતાની સાથેજ દાત નિકળે અથવા પ્રથમ ઉપરના દાત નિકળે તો અશુભ, બાળકને બાર માસની અદર નિચેના ૨ દાત નીકળે તો તે શુભ હોય છે

જે માણસને બરાબર ૩૨ દાત હોય તે રાજા થાય ૩૧ દાત વાળો ભોગી, ૩૦ દાત વાળો સુખી, ૨૯ દાત વાળો દુખી થાય અને ૨૮-૨૭-૨૬-૨૫ દાત વાળો અતી દુખી થાય

## જીભ.

જે માણસની જીભ લાલ, લાબી, બારીક, મૃદુ, પાતળી હોય તે માણસ મીષ્ટાન્ન ખાવાવાળો થાય, સુખ ભોગવાવાળો, વિદ્વાન, ધન વાન અને સુખી પુરુષ થાય છે જેની જીભ આગલા ભાગમા સાકડી, ચીકણી, લાલ કમળના પાદડા જેવી ને જાડી પોહોળી હોય તો તે રાજા થાય

ધોળી જીભવાળો રોગી અને આચાર ભ્રષ્ટ થાય. જીભવાળો દાસ અને ધનહીન થાય કાબર ચિત્રી જીભવાળો

થાય જેની જીભ સૂક્ષ્મ, લુખી, મેલી, જાડી, સરખી, પોહોળી, મળ સહીત પીળી હોય તો તે માણસ મૂર્ખ અને દુખી થાય છે મોટી જીભવાળો અસત્યવક્તા અને ક્રુર થાય

## તાળવું.

કમળના જેવા લાલ તાળવાવાળો માણસ રાજા થાય ધોળા તાળવાવાળો ધનવાન થાય હાથીના જેવા તાળવાવાળો માણસ મંડલાધીશ રાજા થાય લુખુ, ચિત્રવિચિત્ર, મળસહીત તાળવાવાળો અશુભ કાળા તાળવાવાળો કુળનાશ કરે છે નીલ તાળવાવાળો માણસ દુખી, અને લાલ તાળવાવાળો ગુણવાન થાય

## સ્વર.

હંસના જેવા સ્વર વાળો ઉત્તમ પુરુષ થાય છે મેઘના જેવો સ્વર હોય તો રાજા થાય, ભોરાના જેવા સ્વર વાળો ભાગ્યવાન, ક્રૌંચ પક્ષીના સ્વર જેવો ધનવાન અને ભાગ્યવાન થાય છે ગધેડા, શુકર, કાગડા જેવા સ્વર વાળો નિર્ધન, પાપી, અને દુખી થાય છે

## કાન.

નાના કાનવાળો માણસ મહાભોગી અને કૃપણ થાય છે લાંબા કાનવાળો મધ્યમ, માસ રહીત કાનવાળો પાપી, વિસ્તીર્ણ અને પુષ્ટ કાનવાળો સુખી થાય છે વાળયુક્ત કાનવાળો દીર્ઘાયુ થાય લાંબી નમોવાળો ક્રુર થાય છે

## હડપચી.

પુણ્યવાન માણસની હડપચી ગોળ, માસથી ભરપુર, નાની અને મૃદુ હોય છે પાતળી, દુર્બળ, જાડી, બે ભાગવાળી હડપચી દરિદ્રી માણસની હોય છે કોમળ અને મોટી હડપચી હોય તો સુખાભિલાષિ

ચિપટી હોય તો કઠોર હૃદયનો તથા લોભી માણુસ થાય દબાયેલી હડપચીવાળો મૂર્ખ અને કપટી થાય નોકવાળી હોય તો બુધ્દિવાન, નાની હડપચી હોય તો બીકણુ થાય

સ્ત્રી — ની હડપચી અતી લાબી અને રોમયુક્ત હોય તો વિધવા થાય છે

## કેશ.

કેશ ચીકણા, સરળ, કોમળ, શાખારહીત, કાળા, લાબા, હોય તો શુભ હોય છે લુખા, ભુરા, વિષમ, આગળના ભાગમા તુટેલા, ઘણા જાડા, વાકા, જુદા જુદા વિખરાયેલા હોય તો અશુભ, લાલ રગના કેસ હોય તો સ્ત્રી લપટ થાય છે

## ગ્રીવા.

ચીપટી, શુષ્ક અને નસોવાળી ડોકવાળો માણુસ નિર્ધન થાય, પાડા જેવી ગ્રીવાવાળો શૂરવીર, વૃષભ જેવી ગ્રીવાવાળો શસ્ત્રથી મૃત્યુ પામે, લાબી ગ્રીવાવાળો ખાદાડ, વાકી ગ્રીવાવાળે ચાડીયો થાય ત્રિવલી — ત્રણુ રેખાવાળો રાજા થાય.

## ભુજા.

હાથીના શુઢ જેવી ગોળ, અને ઢીચણુસુધી લાબી ભુજા હોય તો શૂર અને રાજા થાય છે રોમયુક્ત ભુજા હોય તો દીર્ઘાયુ અને ધનવાન થાય છે સમાન તથા મોટી હોય તો દેશાટન કરવાવાળો થાય છે નાની અને અતી રોમયુક્ત ભુજા હોય તો દરિદ્રી પુરુષ થાય છે

સ્ત્રી — ની ભુજા રોમયુકત હોય તો વિધવા થાય, શીરા યુક્ત અને નાની ભુજા હોય તો અશુભ સમજવી.

## છાતી.

છાતી ઉંચી હોય તો શૂર થાય, મોટી હોય તો ધનવાન થાય, ચોડી હોય તો સજ્જન થાય, રોમ યુક્ત હોય તો દયાળુ અને શૂર થાય રોમ વગરની છાતી હોય તો ભીરૂ અને નિર્દય માણસ થાય નાની છાતી હોય તો અભાગી થાય, ઉંચી નીચી છાતી હોય તો અકસ્માતથી મૃત્યુ પામે છે

સ્ત્રી—ની છાતી રોમયુક્ત હોય તો પતીને ઘાતક થાય, અધીક લાબી અને ચોડી છાતી હોય તો વ્યભીચારીણી થાય, સમ હોય તો સુદર અને સુખી થાય, વિષમ હોય તો દુખી થાય.

## સ્તન.

પુરુષના સ્તનનો અગ્રભાગ ઉંચો ન હોય તો ધનવાન થાય છે સમાન અગ્રભાગ હોય તો દુખી થાય, કઠીણ અને પુષ્ટ સ્તન હોય તો સુખી થાય, બને સ્તનના અગ્રભાગ અસમાન હોય તો દુખી થાય

સ્ત્રી—ના સ્તન મોટા હોય તો શ્રેષ્ટ, નાના અને રોમ યુક્ત સ્તન હોય તો વધ્યા થાય વિષમ હોય તો અશુભ અતિ અતર ઉપર સ્તન હોય તો વિધવા થાય, ચાલતી વખતે સ્તન એક બીજાને મળે તો અશુભ સ્તનાગ્ર લાબો હોય તો વ્યભિચારિણી થાય, અને ગોળ હોય તો શુભ સમજવા

## પીઠ.

સિહના જેવી પીઠવાળો ધનવાન થાય, કાચબા જેવી પીઠવાળો માણસ ગજ્ન થાય, પીઠ ઉપર કેશ હોય તો અશુભ, અને નિર્ધન માણસ થાય

## પેટ.

જે માણુસનુ પેટ હરણ, મોર, મડૂકના પેટ સમાન હોય તે રાજા થાય છે સિહ તથા વાઘના જેવુ પેટ જેનુ હોય તે માણુસ ગજપતિ અને ધનવાન થાય, સિયાલ જેવુ પેટ જેનુ હોય તે માણુસ અધમ થાય ઉંચુ પેટ હોય તો શ્રેષ્ટ, 'સપાટ હોય તો શુભ, ઘડાના જેવુ અથવા લાબુ ઉંચુ પેટ હોય તો દરીદ્રી થાય, પેટ ઉપર એક વલય — રેખા હોય તો શસ્ત્રથી ભય, બે રેખા હોય તો સ્ત્રી ભોગી, ત્રણ રેખા હોય તો ઉપદેશક, ચાર રેખા હોય તો બહુ પુત્રવાન થાય, બીલકુલ રેખા ન હોય તો શ્રેષ્ટ પુરુષ થાય છે સરળ રેખા ન હોય તો વ્યભિચારી થાય છે

## નાભી.

ગોળ, ઉંડી અને વિસ્તીર્ણ નાભી વાલો માણુસ સુખી અને વૈભવસપન્ન થાય છે ઉંચી, નાની તથા અદ્રશ્ય નાભીવાળો દરિદ્રી થાય, રોમયુક્ત નાભી હોય તો અધીક સતાન થાય, રેખાની વચમા નાભી હોય તો — અશુભ નાભીનુ ચક્ર જમણી તરફ હોય તો અત્યુત્તમ ડાબી તરફ નાભીનુ ચક્ર હોય તો કપટી સ્વભાવનો માણુસ થાય, નાભીના મધ્યનો ભાગ ઉન્નત હોય તો રાજા માણુસ થાય

## કટિ ભાગ.

જે માણુસના કેડનો ભાગ સિહના કટિ સમાન હોય તે રાજા થાય છે શ્વાન, સિયાલ, ગર્દભ, અને ઉટના સમાન જેની કેડ હોય તે માણુસ દરિદ્રી થાય છે

## છાતી.

છાતી ઉંચી હોય તો શૂર થાય, મોટી હોય તો ધનવાન થાય, ચોડી હોય તો સજ્જન થાય, રોમ યુક્ત હોય તો દયાળુ અને શૂર થય. રોમ વગરની છાતી હોય તો ભીરૂ અને નિર્દય માણુસ થાય નાની છાતી હોય તો અભાગી થાય, ઉંચી નીચી છાતી હોય તો અકસ્માતથી મૃત્યુ પામે છે

સ્ત્રી—ની છાતી રોમયુક્ત હોય તો પતીને ઘાતક થાય, અધીક લાબી અને ચોડી છાતી હોય તો વ્યભીચારીણી થાય, સમ હોય તો સુદર અને સુખી થાય, વિપમ હોય તો દુખી થાય

## સ્તન.

પુરુપના સ્તનનો અગ્રભાગ ઉંચો ન હોય તો ધનવાન થાય છે સમાન અગ્રભાગ હોય તો દુખી થાય, કઠીણ અને પુષ્ટ સ્તન હોય તો સુખી થાય, બને સ્તનના અગ્રભાગ અસમાન હોય તો દુખી થાય

સ્ત્રી—ના સ્તન મોટા હોય તો શ્રેષ્ટ, નાના અને રોમ યુક્ત સ્તન હોય તો વધ્યા થાય વિપમ હોય તો અશુભ અતિ અતર ઉપર સ્તન હોય તો વિધવા થાય, ચાલતી વખતે સ્તન એક બીજાને મળે તો અશુભ સ્તનાગ્ર લાબો હોય તો વ્યભિચારિણી થાય, અને ગોળ હોય તો શુભ સમજવા

## પીઠ.

સિહના જેવી પીઠવાળો ધનવાન થાય, કાચબા જેવી પીઠવાળો માણુસ રાજા થાય, પીઠ ઉપર કેશ હોય તો અશુભ, અને નિર્ધન માણુસ થાય

## પેટ.

જે માણુસનુ પેટ હરણુ, મોર, મડૂકના પેટ સમાન હોય તે રાજા થાય છે સિહ તથા વાઘના જેવુ પેટ જેનું હોય તે માણુસ ગજપતિ અને ધનવાન થાય, સિયાલ જેવુ પેટ જેનુ હોય તે માણુસ અધમ થાય. ઉંચુ પેટ હોય તો શ્રેષ્ટ, સપાટ હોય તો શુભ, ઘડાના જેવુ અથવા લાબુ ઉંચુ પેટ હોય તો દરીદ્રી થાય, પેટ ઉપર એક વલય — રેખા હોય તો શસ્ત્રથી ભય, બે રેખા હોય તો સ્ત્રી ભોગી, ત્રણ રેખા હોય તો ઉપદેશક, ચાર રેખા હોય તો બહુ પુત્રવાન થાય, બીલકુલ રેખા ન હોય તો શ્રેષ્ટ પુરુષ થાય છે સરળ રેખા ન હોય તો વ્યભિચારી થાય છે

## નાભી.

ગોળ, ઉંડી અને વિસ્તીર્ણ નાભી વાલો માણુસ સુખી અને વૈભવસપન્ન થાય છે ઉંચી, નાની તથા અદ્રસ્ય નાભીવાળો દરિદ્રી થાય, રોમયુક્ત નાભી હોય તો અધીક સતાન થાય, રેખાની વચમા નાભી હોય તો — અશુભ નાભીનુ ચક્ર જમણી તરફ હોય તો અત્યુત્તમ ડાબી તરફ નાભીનું ચક્ર હોય તો કપટી સ્વભાવનો માણુસ થાય, નાભીના મધ્યનો ભાગ ઉન્નત હોય તો રાજા માણુસ થાય

## કટિ ભાગ.

જે માણુસના કેડનો ભાગ સિહના કટિ સમાન હોય તે રાજા થાય છે શ્વાન, સિયાલ, ગર્દભ, અને ઉંટના સમાન જેની કેડ હોય તે માણુસ દરિદ્રી થાય છે

## જનનેદ્રિ.

પુરુષની જનનેદ્રિ નાની, પાતળી, કાળી, કોમળ અને બારીક નસો દેખાય એવી હોય તો ઉત્તમ, અત્યત મોટી, જાડી અને મોટી નસો દેખાય એવી હોય તો અશુભ ચીકણી, સરળ અને ગોળ આકારની હોય તો ઉત્તમ કઠોર તથા વાકી ઈદ્રિ હોય તો અશુભ દક્ષિણાવર્ત ઈદ્રિ હોય તો બહુત પુત્રવાન થાય, અને વામાવર્ત ઈદ્રીવાળો કન્યા સતતીવાન થાય ઈદ્રિના અગ્ર ભાગની ગ્રથી સ્થૂલ હોય તો અનિસુખ ભોગવાવાળો થાય

## અ ડ કોશ.

એક વૃષણ હોય તો જલમાં મૃત્યુ થાય એક વૃષણ મોટુ અને બીજુ વૃષણ નાનુ હોય તો સ્ત્રી લપટ, વિષયી થાય બને વૃષણ એક સમાન હોય તો રાજા થાય અતિ નાના વૃષણ હોય તો અલ્પાયુષી થાય લાબા વૃષણ વાળો દીર્ઘાયુ, ૧૦૦ વરસ સુધી જીવે

## મૂત્રની ધારા.

મૂત્રની ધારા સશબ્દ હોય તો સુખ, નિશબ્દ હોય તે નિર્ધન થાય, મૂત્રની ધારા એક હોય અને જમણી બાજુ તરફ પડે તો રૂપવાન અને પૂત્રવાન થાય, બે, ત્રણ, ચાર ધારા પડે તો રાજા થાય અને ચોડી ધારા પડે તો ધનહીન થાય

## વીર્ય.

જેના વીર્યમા પુષ્પની ગધ હોય તે માણસ રાજા થાય છે મદ્યના જેવી ગધ હોય તો બહુ ધનવાન, માછલીના જેવી ગધ હોય તો પુત્રવાન થાય, સ્વલ્પવીર્ય હોય તો કન્યા સતતી થાય, વીર્યમા માસ જેવી ગધ હોય તો મહા ભોગી થાય, મદ્યના જેવી ગધ હોય તો યજ્ઞ કર્તા, અને ક્ષારના સમાન જેના વીર્યની ગધ હોય તે

માણસ નિર્ધન થાય આ સમાગમમા બહુ સમય લાગે તો અલ્પાયુ, અને થોડો સમય લાગે તો દીર્ઘાયુ થાય

## પગ.

જેના પગ મૃદુ, કોમળ, કમળના ગાભા જેવા પીળા રગના હોય, પરસ્પર મળેલી આગળીઓ હોય, ચમકદાર લાલ રગના નખ હોય, પગ ઉપર નસો ન દેખાતી હોય, સ્પર્શ કરાવાથી ઉષ્ણ લાગતે હોય તો શુભ સમજવો જેના પગ રૂક્ષ, સુપડા જેવા ચોડા, લાબા, વાકા, કુટિલા, શ્વેત નખવાળા, બહુ નસો દેખાય એવા, સુકાયેલા— સકુચીત હોય તો દરિદ્રી માણુસ થાય, પગનો મધ્યભાગ ઉચો હોય તો પગથી ઘણો પ્રવાસ થાય, કાળા રગના અથવા કાળો અને લાલ રગ મિશ્રીત રગના જેવા પગ હોય તે માણુસ વશનો નાશકર્તા થાય તપાવેલા માટીના રગ જેવા જેના પગ હોય તે બ્રમ્હહત્યા કરવાવાળો થાય પીળા રગના પગ જે માણુસના હોય તે અગમ્યાગમન કરવાવાળો થાય

## પગના તળીયાં.

જેના પગના તળીયા મધ્ય ભાગમા સરળ હોય, આગુલી સુધી ઉર્ધ્વ રેખા ગઈ હોય, તો ગાડી, ઘોડાનુ સુખ ભોગવાવાળો ભાગ્યશાલી માણુસ થાય

પગના તળીયામા કમળનુ ચિન્હ હોય તો રાજા અથવા મહા યોગી થાય

## પગની આંગળીઓ.

જે પુરૂષના પગની આગળીઓ સરખી, લાબી, ઉચી અને ગોળ હોય તો તે ઉત્તમ સમજવી

જેના પગની આગળીઓ નાની હોય અને પરસ્પર મળેલ ન હોય તો તે માણુસ દાસ બને છે, અથવા દાસના જેવા કામો કરે છે જે માણુસના પગના આગુઠા કરતા તર્જની આગળી નાની હોય તો તે ક્લેશ કરાવે છે મોટી — લાબી હોય તો ભોગ સુખ ને આપે છે મધ્યમા આગુલી સરખી હોય નો સારી, કનિષ્ટીકા આગુલી મોટી હોય તો સારી, લક્ષ્મી આપે છે જાડી હોય તો દુખ આપે

જે માણુસના પગની તર્જની આગુલી આગુઠા કરતા મોટી હોય તો તે માણુસ સ્ત્રી તરફથી સારૂ સુખ નિસદેહ મેળવે છે. મધ્યમા આગુલી મોટી હોય તો તેની સ્ત્રી મરણ પામે છે

જે માણુસના પગની અનામીકા આગુલી પ્રમાણુથી લાબી હોય તો તે માણુસ વિદયા તથા ભોગ સુખો સારા મેળવે છે પણ પ્રમાણુથી નાની હોય તો સ્ત્રીનો વિયોગ રહે છે

જે માણુસના પગની કનિષ્ટીકા આગુલી પ્રમાણુથી નાની હોય તે પર સ્ત્રીગમન કરનાર બને છે પણ મોટી હોય તો ધનવાન બને છે

જે માણુસના પગની તર્જની તથા કનિષ્ટીકા આગુલી પ્રમાણુથી જાડી હોય તો તેની માતા બાલપણુમા મરણુ પામે છે

જે પુરષના પાચ અગ લાબા,, ચાર અગ નાના, ચાર અગ સૂક્ષ્મ, છ અગ ઉંચા, સાત અગ લાલ, ત્રણુ અગ ગભીર અને ત્રણુ અગ વિશાલ હોય તો તે માણુસ ઉત્તમ લક્ષણુવાળો ગણાય છે



# પ્રકરણ ૯ મું

## શુભાશુભ ફળ વિચાર.



### હાથ ઉપર વર્ષ, માસ, પક્ષ, તિથિ, વાર, નક્ષત્રાદિની સ્થાપના અને તેનું ફળ.

મનુષ્યના હાથ ઉપરથી લાભ, અલાભ, સુખ દુઃખ, જીવીત મરણ, ગમન આગમન, જય પરાજય, કાર્ય અકાર્ય શુભ અશુભ, લક્ષ્મી પ્રાપ્તી, પુત્ર, કન્યા, યશવૃદ્ધિ વિગેરે પ્રશ્ન જ્ઞાન તથા હસ્તસ્પર્શ જ્ઞાનમા ખાસ ઉપયોગી વર્ષ, માસ, તિથિ, વાર, નક્ષત્ર, રાશી, દિશાઓ વિગેરેની સ્થાપના હાથમા કેવી રિતે કરવી તે ૨૧ ચક્ર ઉપરથી બતાવે છે

૧ તિથિ ચક્ર ૨ વાર ચક્ર (૨) ૪ નક્ષત્ર ચક્ર ૫ ચન્દ્ર ચક્ર ૬ રાશી ચક્ર ૭ વર્ષ ફળ ચક્ર ૮ જન્મ પત્ર ચક્ર ૯ માસ ચક્ર (૨) ૧૧ પક્ષ ચક્ર ૧૨ દિન ચક્ર ૧૩ ઘટિ ચક્ર ૧૪ દશા ચક્ર ૧૫ દિન લગ્ન ચક્ર ૧૬ દ્રેષ્કાન ચક્ર ૧૭ યોગ ચક્ર ૧૮ દિક્ ચક્ર ૧૯ દેહ ચક્ર ૨૦ હસ્ત ચન્દ્ર ચક્ર (૨)

## વર્ષફળ.

### હાથ ઉપરથી શુભાશુભ વર્ષ જાણવાની રીત.

પુરુષના જમણા હાથના કનિષ્ટીકા આગળીના પ્રથમ પેરવાથી મસ્રાત કરવી કનિષ્ટીકા આગળીના પ્રથમ પેરવાપર ૧ બીજા પેરવાપર ૨ ત્રિજા પેરવાપર ૩ આ ક્રમથી આગુષ્ટના ત્રિજા પેરવા ઉપર ૧૫ ની

સખ્યા આવે છે, તે ૧૫ વર્ષ સમજવા ત્યાર પછી ડાબા હાથના કનિષ્ટીકા આગળીના પ્રથમ પેરવાપર ૧૬ બીજા પેરવાપર ૧૭ તિજા પેરના ઉપર ૧૮ આ પ્રમાણે ડાબા હાથના અગુષ્ટના તિજા પેરવા ઉપર ૩૦ આવે છે તે પછી જમણા હાથના કનિષ્ટીકા આગળીના પ્રથમ પેરવા ઉપર ૩૧ બીજા પેરવા ઉપર ૩૨ અને તિજા પેરવાપર ૩૩ આ ક્રમથી વર્ષ ગણવા અને તે વર્ષમા શુભા શુભ ફળનો વિચાર કરવો

ઉદાહરણ તરીકે કલ્પના કરો કે કોઈ પુરૂષ તેનુ ૩૮ મુ વર્ષ કેવુ જશે તે જાણવા માગે છે તો તે પુરૂષના જમણા હાથના કનિષ્ટીકા અગુલીના પ્રથમ પેરવાપર ૧ લુ વર્ષ આ પ્રમાણે સરુઆત કરવાથી તેના આગુઠાના તિજા પેરવાપર ૧૫ વર્ષ આવ્યા પછી ડાબા હાથના કનિષ્ટીકા આગુલીના પ્રથમ પેરવા ઉપર ૧૬ વર્ષ, આ ક્રમથી ડાબા હાથના આગુઠાના તિજા પેરના ઉપર ૩૦ વર્ષ થયા પછી જમણા હાથના કનિષ્ટીકા આગુલીના પ્રથમ પેરના ઉપર ૩૧ મુ વર્ષ બીજા પેરવા પર ૩૨ મુ તિજા પેરવાપર ૩૩ મુ અને અનામિકા આગુલીના પ્રથમ પેરવાપર ૩૪ મુ વર્ષ બીજા પેરવાપર ૩૫ મુ તિજા પેરવાપર ૩૬ મુ અને મધ્યમા આગુલીના પ્રથમ પેરવાપર ૩૭ મુ વર્ષ અને મધ્યમા આગુલીના બીજા પેરવાપર ૩૮ મુ વર્ષ આવે છે તે ઠેકાણે જો ઉર્ધ્વ રેખા, ચક્ર અથવા યવ હોય તો તે વર્ષ શુભ ફળ દાયક, લક્ષ્મી પ્રાપ્તી, આરોગ્ય, પુત્ર પ્રાપ્તી, યશ વૃધ્દિ કારક, નિવડે છે અને જો તે ભાગ ઉપર આડી અને જાડી રેખા, છિન્ન ભિન્ન રેખા, વેધ કરવાવાળી રેખા દ્વીપ, બીંદુ, નક્ષત્રાદિ અશુભ દર્શક લક્ષણ હોય તો તે વર્ષ દુખ શોક, ભય ચીતા, કલહ, ધનહાનિ, શત્રુવૃધ્દિ વિગેરે અશુભ ફળ દાયક નિવડે છે

જો ઉપરોક્ત પધ્દતિથી વર્ષ શુભ ફળ દાયક આવ્યુ હોય અને હાથ ઉપરની આયુષ્યરેખા, ધનરેખા, ઉર્ધ્વરેખા, વિગેરે ઉપરથી પણ તે વર્ષ શુભ ફળ દાયક આવતુ હોય તો અવશ્ય તે વર્ષ અતિ શુભફલ દાયક નિવડશે એમ સમજવુ. અને જો ઉપરોક્ત પધ્દતિથી વર્ષ શુભ ફળ દાયક આવતુ હોય અને હાથઉપરની રેખાઓ, ચિન્હો વિગેરે પરથી

તે વર્ષ અશુભ ફળ દાયક આવતુ હોય તો તે વર્ષ મધ્યમ ફળ દાયક સમજવુ ઉપરના બન્ને પધ્ધતિથી તે વર્ષ અશુભ ફળદાયક આવતુ હોય તો તે વર્ષ અતિ કષ્ટદાયક જાગે એમ સમજવુ

સ્ત્રી — ના બાબતમા ડાબા હાથના કનિષ્ટીકા આગુલીના પ્રથમ પેરવાપરથી પ્રથમ વર્ષ, બીજા પેરવાપરથી બીજું વર્ષ, આ ક્રમથી વર્ષ ગણત્રી કરવી

## માસ સ્થાપના જમણા હાથમાં.

જમણા હાથના તળીયામા શ્રાવણ માસ, અગુઠામા ભાદ્રપદ, તર્જનીમા આશ્વીન, મધ્યમા આગુલીમા કાર્તીક, અનામિકામા માગસર, અને કનિષ્ટીકામા પોષ માસ આ પ્રમાણે દક્ષિણાયનના ૭ માસ જમણા હાથમા સમજવા

## માસ સ્થાપના ડાબા હાથમાં.

ડાબા હાથના કનિષ્ટીકામા માઘ, અનામિકામા ફાલ્ગુન, મધ્યમા આગુલીમા ચૈત્ર, તર્જનીમા વૈશાખ, અગુઠામા જેઠ, અને હાથના તળીયામા આષાઢ આ પ્રમાણે ડાબા હાથમા ઉત્તરાયણના ૭ માસ સમજવા

હાથ બતાવવા વાળો માણસ જે માસમા જે સમયમા હાથ બતાવવા આવે તેજ ચાતુમાસ પ્રાત કાળમા ૫ ઘટિ દિવસ ચદે ત્યા સુધી સમજવો ૫ થી ૧૦ ઘટિસુધી બીજો તે મહીનાના આગળનો મહિનો સમજવો આ પ્રમાણે દિવસ અને રાત્રીના ૬૦ ઘટિના પાચના હિસાબે ૧૨ ભાગ કરવા અને જે ભાગના સમયમા માણસ હાથ બતાવવા આવે તે સમય સુધી માસની ગણત્રી કરવી સર્યોદયથી પાચ ઘટિસુધી એક માસ ૫ થી ૧૦ સુધી બીજો માસ આ પ્રમાણે હાથ બતાવા જે ટાઇમમા આવ્યો હોય તે ટાઇમસુધી ગણત્રા કરી ફળા ધીશ કહેવુ

જે માણુસની ગણુત્રી તર્જની, કનિષ્ટીકા, અને કરતલ ઉપર આવે તો અશુભ ફળદાયક અનામિકા, મધ્યમા અને અંગુષ્ટ ઉપર આવે તો શુભફળ દાયક સંગ્રામના પ્રશ્ન સમય અંગુષ્ટ ઉપર માસ આવે તો ભગ દાયક, પણ તર્જની ઉપર આવે તો જય દાયક કરતલ ઉપર નો માસ કોઈ વખત શુભ હોતો નથી મધ્યમા ઉપરનો માસ ધન દાયક, અને અંગુઠા ઉપરનો માસ પદ દાયક સમજવો ઉદાહરણ—કલ્પના કરો કે કોઈ એક માણુસ કાર્તીક માસમા ૫ વાગે એટલે સૂર્યોદયથી ૨૪ ઘટિ દિનચઢે હાથ બતાવા આવે અને પ્રશ્ન કરે કે હાથ ઉપરથી કયો માસ શુભ અને કયો અશુભ આવસે તેનો વિચાર આ પ્રમાણે કરવો

સૂર્યોદયથી ૫ ઘટિસુધી કાર્તીકમાસ, ૫ થી ૧૦ ઘટિસુધી માગસર, ૧૦ થી ૧૫ ઘટિસુધી પોષમાસ, ૧૫ થી ૨૦ ઘટિસુધી માઘ અને ૨૦ થી ૨૫ ઘટિસુધી ફાલ્ગુન માસ આવે છે, આ ફાલ્ગુનમાસ પ્રશ્ન સમયનો માસ જાણુવો ફાલ્ગુન માસની સ્થાપના ડાબા હાથના અનામીકા આગળી ઉપર કરેલી છે અનામીકા ઉપરનો માસ શુભ ફળ દાયક હોય છે તેના આગળનો ચૈત્રમાસ મધ્યમા ઉપર આવે છે તે પણ શુભ ફળદાયક છે વૈશાખ તર્જની ઉપર આવે છે તે અશુભ ફળ દાયક હોય છે આ પ્રમાણે ફળાધીશ કહેવુ

## પક્ષની સ્થાપના.

જમણા હાથમા સૂર્ય પ્રધાન હોનાથી કૃષ્ણ પક્ષ ડાબા હાથમા ચંદ્ર પ્રધાન હોવાથી ડાબા હાથમા શુકલ પક્ષ કૃષ્ણપક્ષમા જન્મેલાનો જમણો હાથ મુખ્ય, શુકલપક્ષે જન્મ થયનાનો ડાબો હાથ મુખ્ય, કયા પક્ષમા જન્મ થયો તેની ખબર ન હોય તો તેજે પક્ષમા હાથ બનાવા આવે તે પક્ષમા તેનો જન્મ થયો છે તેમ જાણી તે હાથ તેનો મુખ્ય જાણુવો બીજો ગૌણ જાણુવો .

## તિથિઓની સ્થાપના.

નદા, ભદ્રા, જયા, રિક્તા, અને પૂર્ણા આ પાચ તિથિઓ કનિષ્ટીકાદિ પાચે આગુલીઓમા અનુક્રમે સ્થાપવી કનિષ્ટીકા અગુલીના ત્રણ પર્વોમા નદા (એકમ, છઠ, અને એકાદશ) કનિષ્ટીકા આગુલીના પ્રથમ પેરવામા એકમ, બીજાપેરવામા છઠ અને ત્રિજા પેરવામા એકાદશી, અનામિકા આગુલીના ત્રણ પેરવામા ભદ્રા ( બીજ, સાતમ અને બારશ ) મધ્યમા આગુલીના ત્રણ પર્વમા જયા (ત્રીજ, આઠમ અને તેરશ ) તર્જની આગુલીના ત્રણ પર્વમા રિક્તા (ચોથ, નોમ અને ચૌદશ) આગુઠાના ત્રણ પર્વમા પૂર્ણા (પાચમ, દસમ અને પુનમ) આ પ્રમાણે સ્થાપના કરવી

જમણા હાથના આગુઠાના ત્રિજા પર્વમા આમાસ અને ડાબા હાથના આગુઠાના ત્રિજા પર્વમા પુનમની સ્થાપના કરવી

## વાર સ્થાપના.

આગુઠાના મધ્ય ભાગમા રવીવાર, આગુઠાના નખ ઉપર ચદ્ર તર્જનીના મુખ ઉપર મગળ, આગુઠાના મુળમા બુધ, મધ્યમાના મુખ ઉપર ગુરૂ, અનામિકાના મુખ ઉપર શુક્ર, કનિષ્ટીકાના મુખ ઉપર શની, અને હાથના પાછળના ભાગ ઉપર રાહુ તથા કેતુ જાણવા

## નક્ષત્ર સ્થાપના.

હાથના તળીયાના મધ્યમા અશ્વની નક્ષત્ર સ્થાપવુ પછી પૂર્વ દિશાની તળીયામા ભરણી, કૃતિકા, અન રોહણી દક્ષિણ દિશાના તળીયામા મૃગસર, આદ્રા, અને પુનર્વસુ પશ્ચિમ દિશાના તળીયામા પુષ્ય, અશ્લેષા અને મઘા, ઉત્તર દિશાના તળીયામા પૂર્વા ફાલ્ગુની, ઉત્તરા ફાલ્ગુની અને હસ્તા આ પ્રમાણે તળીયામા તેર નક્ષત્ર, પછી કનિષ્ટીકા આગુલીના ત્રણ પર્વમા ચિત્રા, સ્વાતિ અને વિશાખા, અનામિક

આગુલીના ત્રણ પર્વમા પૂર્વાશાઢા, ઉત્તરાશાઢા, અને અભિજીત તર્જની આગુલીના ત્રણપર્વમા શ્રવણ, ધનીષ્ઠા અને શતતાગ આગુઠાના ત્રણ પર્વમા પૂર્વા ભાદ્રપદ, ઉત્તરા ભાદ્રપદ અને રેવતિ આ પ્રમાણે હાથમા નક્ષત્રો જાણના

## રાશિની સ્થાપના.

કનિષ્ટીકા આગુલીના પ્રથમ પેરવાપર મેષ રાશિ, બીજા પેરવાપર વૃષભ, અને ત્રિજા પેરવાપર મિથુનરાશિ અનામિકા આગુલીના પ્રથમ પેરવાપર કર્ક, બીજા પેરવાપર સિહ, અને ત્રિજા પેરવાપર કન્યારાશિ મધ્યમા આગુલીના પ્રથમ પેરવાપર તુલા, બીજા પેરવાપર વૃશ્ચિક, અને ત્રિજા પેરવાપર ધનરાશિ તર્જની આગુલીના પ્રથમ પેરવાપર મકર, બીજા પેરવાપર કુભ, અને ત્રિજા પેરવાપર મીન રાશિ સ્થાપવી આગુઠાના પ્રથમ પેરવાપર કર્ક, બીજા પેરવાપર સિહ, અને ત્રિજાપેરવાપર કન્યારાશિ સ્થાપવી

## રાશિના અધીપતિ.

મેષ રાશિનો અધિપતિ ઇંદ્ર, સિહ રાશિનો અધિપતિ યમ, મકર રાશિનો અધિપતિ વરૂણ, અને તુલા રાશિનો આધિપતિ કુબેર જાણવો

## કાલ સ્થાપના.

આગુઠામા દિનોદય, મધ્યમા આગુલીમા મધ્યાન્હ, કનિષ્ટિકા આગુલીમા સધ્યાસમય, અને હાથના પૃષ્ટભાગમા રાત્રી જાણવી હાથના તળીયામા દિવસ જાણવો હાથના પૃષ્ટભાગમા રાત્રી જાણવી જમણો હાથ દિવસ જાણવો અને ડાબો હાથ તે રાત્રી જાણવી

## ગ્રહનું ફળ.

જે જગ્યાએ પોતાની રાશિનો અધિપતિ ગ્રહ પડ્યો હોય અને ત્યા શુભ લક્ષણ હોય તો સંપૂર્ણ ફળ મળે છે પોતાની રાશીનો મિત્ર ગ્રહ પડ્યો હોય તો પોણુ ફળ મળે, સમગ્રહ પડ્યો હોય તો અડધુ ફળ મળે, અને સ્વ રાશિનો શત્રુગ્રહ પડ્યો હોય તો ચોથો ભાગ માત્ર ફળ મળે

## વર્ણ સ્થાપના.

અંગૂઠામા શ્વેતવર્ણ, તર્જનીમા પીળો, મધ્યમા આગુલીમાં લાલ અનામિકામા લીલો, અને કનિષ્ટાકામા કાળો વર્ણ જાણાવો

## પાંચ તત્વની સ્થાપના.

તર્જનીમા પૃથ્વી તત્વ, મધ્યમા આગુલીમા જલતત્વ, અનામિકામા વાયુતત્વ, કનિષ્ટીકામા અગ્નિતત્વ, અંગૂઠામા આકાશતત્વ જાણવુ

## રસની સ્થાપના.

આગુઠામા મધૂર રસ, તર્જનીમા કડુરસ, મધ્યમા આગુલીમા તિખો રસ, અનામિકામા કસાયેલો રસ, અને કનિષ્ટીકામા અમ્લ રસ, જાણવો.

## જાતિની સ્થાપના.

કનિષ્ટાકા આગુલીને બ્રામ્હણ, અનામિકાને ક્ષત્રિય, મધ્યમા આગુલીને વૈશ્ય, અને તર્જનીને શુદ્ર ગણે છે અંગુષ્ટને નિર્મળ હોવાથી રસ ગણે છે

## દિશાની સ્થાપના.

તર્જની આગુલીમા પૂર્વ દિશા, મધ્યમા આગુલીમા ઉત્તર દિશા અનમિકામા દક્ષિણ, અને કનિષ્ટીકા આગુલીમા પશ્ચિમ દિશા, મધ્ય દેશમા મેરુ સમજવો

## સ્ત્રી પુરૂષની સ્થાપના.

પાચે આગુલીઓમા વિષમાગુલીઓ— એક, ત્રણ અને પાચ (કનિષ્ટિકા, મધ્યમા, અને અગુષ્ટ) ને પુરૂષ રૂપ ગણે છ અને સમ આગળીઓને—બીજી અને ચોથી—(અનામિકા અને તર્જની) સ્ત્રી રૂપ ગણે છે

## સ્ત્રી પુરૂષની અવસ્થા.

કનિષ્ટીકા આગુલીમા બાલ અવસ્થા, અનામિકામા કુમાર અવસ્થા, મધ્યમા આગુલીમા તરૂણ અવસ્થા, તર્જની આગુલીમા પક્વ અવસ્થા, અને અગુઠામા વૃદ્ધ અવસ્થા સ્થાપવી



# રેખા વિજ્ઞાન શાસ્ત્ર.

## દ્વિતીય—વિભાગ

## ( પાશ્ચિમાત્ય પદ્ધતિ )



આ વિભાગ ઈંગ્લીશ ગ્રંથકારોના ગ્રંથના

આધારે લખાયો છે.



(૧) આયુરેખા (૨) મસ્તકરેખા (૩) અંતઃકરણરેખા (૪) ભાગ્યરેખા અથવા ધનરેખા
(૫) સૂર્યરેખા અથવા યશરેખા (૬) બુધનીરેખા (૭) મંગળનીરેખા (૮) શુક્રનીરેખા
(૯) સ્ત્રીરેખા (૧૦) શુક્રનું વલય (૧૧) શનીની મુદ્રિકા (૧૨) ગુરુનું કંકણ

# THE LINE OF LIFE.

## આયુરેખા વર્ણન.

અયુંષરેખા અંગુષ્ટ અને તર્જનીના મધ્યભાગમાથી નિકળી નિચે મણીબંધ તરફ અંગુષ્ટ મુળપાસે શુક્રપર્વતને વળસો દઈ ઠેઠ મણીબંધ સુધી જાય છે ( જુવો આકૃતી નં ૨૯, મા નં ૧ )

કોઈ વખતે આ રેખા ઉપરના ભાગમાથી એટલે ગુરૂના પર્વત પાસેથી નિકળે છે ( જુવો આકૃતી નં ૨૯ મા ૨ )

કોઈ વખતે આ રેખા નિચેના ભાગમાથી એટલે મંગળના પર્વત પાસેથી નિકળી મણીબંધ તરફ જાય છે
( જુવો આકૃતી નં ૨૯ મા ૩ )

આ આયુ રેખા પૂર્ણ, લાંબી, અખંડીત, હોવી જોઈએ વધારે પોહોળી નહી તેમ વધારે ઉંડી પણ નહી, વચમાથી તુટેલી, વચમા ઝીણી થએલી, અથવા એનાપર કાળા, આસ્માની, લાલ અથવા સફેદ રંગના બીંદુ ન હોવા જોઈએ, અને આ રેખા જગા જગાપર અન્ય રેખાઓથી છેદીત ન થઈ હોય તો ઉત્તમ સમજવી આવી રેખા જેના હાથ પર હોય તે મનુષ્ય દીર્ઘાયુ, નિરોગી, મજબુત બાંધાનો અને શરીર સુખ ઉત્તમ ભોગવનારો હોય છે

૧ જો આ રેખા અંગુષ્ટ અને તર્જનીના મધ્યભાગ માથી નિકળી શુક્રના પર્વતને વળસો દઈ છેક મણીબંધ સુધી ગઈ હોય તો માણસ દીર્ઘાયુ થાય છે અને એની પચન ક્રીયા સારી હોય છે તેથી તે માણસમા VITALITY ( જીવન શક્તી ) સારી હોય છે

૨ જો આ આયુષ્ય રેખા ઉપરના ભાગમાથી એટલે ગુરૂના પર્વત પાસેથી નિકળી નિચે મણીબંધ સુધી ગઈ હોય તો તે માણસ

મહત્વાકાંક્ષી, બીજા ઉપર હુકુમત કરવાવાળો, વિવેકી અને પોતાના મનો વિકારપર કાબુ રાખવાવાળો હોય છે

૩ જો આ આયુરેખા નિચેના ભાગમાથી એટલે મગળના પર્વત પાસેથી નિકળી મણીબધ તરફ ગઈ હોય તો તે માણસ ચચળ સ્વભાવનો, ( જેનો પોતાના મનો વિકારપર કબુ હોતો નથી ) કછુયા ખોર ક્રોધી અને અવિચારી થાય છે

જો આ આયુરેખા શુક્રના પર્વતથી છેટી થઈને હથેળીના વચમાથી — મધ્યભાગમા થઈને ગઈ હોય તો તે માણસ મજબુત બાંધાનો ઉત્સાહી, ઉદાર અત કરણનો દીર્ઘાયુ સતતી, સપત્તી વાળો વિલાસી અને કામી પુરુષ હોય છે ( જુવો આકૃતી ન ૩૦ મા ૧ )

જો આ આયુરેખા શુક્રના પર્વતને વળગીને એટલે શુક્રના પર્વતપરથી નીચે જતી હોય તો માણુસ કમ તાકત, નિરૂત્સાહી, ઉદાસ, રોગી, અલ્પાયુષી થાય છે આવા માણુસમા ચૈતન્ય શક્તી ઓછી હોવાને લીધે માણુસ સતતીહીન થાય છે
( જુવો આકૃતી ન ૩૦ મા ૨ )

જમણા અને ડાબા હાથપર આ આયુરેખા લાબી અને અખડીત હોય તો ૧૦૦ વરસનુ આયુષ્ય જાણવુ

જો બને હાથપર આ આયુરેખા ખડીત થઈ હોય તો આયુરેખાનુ માપ કાઢવુ જે વરસે આયુરેખા ખડીત થઈ હોય તે વરસમા તે માણુસનો મૃત્યુ થશે એમ નક્કી સમજવુ ( જુવો આકૃતી ન ૩૧ મા ૧ )

જો બે હાથમાથી એક હાથપર આયુરેખા ખડીત હોય અને બીજા હાથપર રેખા ખડીત ન હોય તો જે વરસમા આયુરેખા ખડીત થઈ હોય તે વરસે કોઈ ભયકર બીમારી અથવા સકટ આવશે એમ સમજવુ આની અનીષ્ટ સૂચક રેખા હાથ ઉપર હોવા છતા જો સરક્ષક




આકૃતી ન ૨૯




આકૃતી ન ૩૦




આકૃતી ન ૩૧




આકૃતી ન [illegible]

રેખા ( જે મગળની રેખાના નામથી ઓળખાય છે ) હાથ ઉપર હોય તો તે માણસ ભયકર અપમૃત્યુ અને સકટ અથવા કોઈ પણ રોગ માથી બચી શકે છે

આ આયુરેખાના અદરના ભાગની મગળનીરેખા મણસને અનેક સકટ અને રોગથી બચાવે છે માટે એનુ નામ સરક્ષક રેખા પડયુ છે ( જુવો આકૃતી ન ૮૧ મા ૨ )

એક મહત્વની બાબત યાદ રાખવાની છે તે એ કે આ આયુરેખા ક્યા પ્રકારની છે તેનો નિર્ણય કરી લેવો કોઈના હાથપર આ રેખા ચોડી અને ઉન્નત જોવામા આવે છે જેના હાથપર આવા પ્રકારનીરેખા હોય તે માણસમા શારીરીક બળ ભરપૂર હોય છે, પણ તેની મગજ શક્તી WILL FORCE નબળી હોવાથી કોઈ પણ રોગને પ્રતીકાર કરવાની શકતી આવા માણસમા હોતી નથી જે માણસના હાથપર બારીક, પાતળી, સ્પષ્ટ અને ઉડી રેખા હોય છે તે માણસમા માનસીક મગજ શક્તી ખીલેલી હોય છે આવા માણસમા WILL POWER વધારે હોવાથી કોઈપણ રોગના સામે પડવાની શકતી તે માણસમાં હોય છે

ઘણાઓના હાથ ઉપર આ આયુરેખા પુષ્કળ લાબી અને જાડી ઠેઠ શુક્રના પર્વત સુધી લાબી ગયેલી જોવામા આવે છે પણ આવા માણસનુ આયુષ્ય લાબુ હોતુ નથી એવુ જોવામા આવે છે કારણ આયુષ્યનો વિચાર કરતી વખતે ફકત આયુરેખા લાબી અને જાડી હોય તેપર આધાર ન રાખતા તે સાથે લાઈન ઑફ હેલ્થ ( આરોગ્ય રેખા ) અને બીજી રેખાઓનો પણ વિચાર કરવો અગત્યનો છે આરોગ્ય રેખાપર આયલેડનુ ચિન્હ હોય અથવા આરોગ્યરેખા આયુરેખાને કાપતી હોય તો જે ઠેકાણે આયલેડ પડયુ હોય અને જે ઠેકાણે આયુરેખા કપાયેલી હોય તે ઠેકાણે વયોમાનનુ જે વર્ષ આવતુ હોય તે વરસે મૃત્યુ થશે એમ સમજવુ

શનીના પર્વતપરથી એક જાડી રેખા નિકળી આયુ રેખાને મળે અથવા આયુરેખાને કાપે તો આ શનીપરની રેખા આયુરેખાને જે વર્ષો માન વર્ષ ઉપર કાપે અથવા આયુરેખાને મળે તે વરસે મૃત્યુ થવાનો સભવ હોય છે

મૃત્યુ અથવા બીમારીનો વિચાર કરતી વખતે બન્ને હાથ તપાસવાની જરૂર છે જો આયુરેખા ડાબા હાથપર કપાયેલી હોય અને જમણા હાથપર કપાયેલી ન હોય તો તે માણસનો મૃત્યુ થતો નથી પણ જે વરસના પ્રમાણમા આયુરેખા કપાયેલી હોય તે વરસે કોઈ ભયકાર બીમારી થશે પણ તેમાથી બચી જશે જો બન્ને હાથમા આયુરેખા કપાયેલી હોય તો તે વરસે મૃત્યુ ખાત્રીથી થવાનો સભવ હોય છે

જ્યારે આ આયુષ્યરેખા દુષીત હોય છે ( કપાયેલી, નષ્ટ, નિસ્તેજ, અથવા બીજા અશુભ ચિન્હોથી યુક્ત ) ત્યારે તેને મગળની રેખા સહાય કરે છે તેવીજ રીતે બીજી બે રેખાઓ સહાય કરે છે એક મસ્તક રેખા Head line અને બીજી અતકરણ રેખા Heart line જો આયુરેખા દુષીત અથવા નિર્બલ હોય અને આ બે રેખાઓ સ્પષ્ટ, અખડીત, અને ઉન્નત હોય તો દુષીત આયુ રેખાથી થનારો અકાળ મૃત્યુ વિગેરેનો ભય આ બે રેખાઓ હોવાથી હોતો નથી માટે મૃત્યુનો વિચાર ફકત આયુરેખાપર ન રાખતા મગળની રેખા, અતકરણરેખા, અને મસ્તકરેખા આ ત્રણ રેખાઓનો વિચાર કરી નીર્ણય કરવો આયુરેખાપરથી માણસની શારિરીક તનદુરસ્તી Physical Strength આરોગ્ય અને રોગ પ્રતીકાર કરવાની શક્તીનો વિચાર થાય છે પણ મૃત્યુનો વિચાર આયુરેખાસાથે ઉપરની ત્રણ રેખાઓ જોવાથી થઈ શકે છે

જો આયુરેખા ઉત્તમ હોય અને બન્ને હાથપર અતકરણ રેખા ન હોય અથવા તુટેલી હોય તો તે માણસનો અકસ્માતથી મૃત્યુ થાય છે માટે આ અતકરણ રેખાપર વિશેષ ધ્યાન આપવુ જોઈએ



આકૃતી ન ૩૩




આકૃતી ન ૩૪




આકૃતી ન ૩૫



આકૃતી ન ૩૬

કારણ આ અંતઃકરણ રેખાજ આયુષ્ય દર્શક રેખા છે એવું આપણા પૂર્વાચાર્યોનું માનવું છે આપણા આચાર્યોએ આ રેખાનેજ આયુષ્ય રેખા માની છે

જો આયુષ્ય રેખામાથી ઉર્ધ્વ રેખા નીકળી અંગુષ્ટ તરફ જાય તો આયુરેખા માપનાથી જે વયોમાન વર્ષ પર ઉર્ધ્વરેખા નિકળી હોય તે વર્ષે આયુષ્યમા ઘણા મહત્વના ફેરફાર થાય છે તે માણુસની શારિરીક અને માનસીક શક્તી વધે છે અને આયુષ્યમા મોટામા મોટી કામગીરી જે કરવાની હોય તે આ વરસમા થાય છે ( જુવો આકૃતી ન ૩૨ )

જો આયુરેખામાથી એક ઉર્ધ્વરેખા નિકળી ગુરૂની આંગળી તરફ જાય અથવા ગુરૂના પર્વત ઉપર જાય તો જે વરસમા આયુષ્ય રેખામાથી એ ઉર્ધ્વ રેખા નિકળી હોય તે વરસે માણુસને માન સન્માન, કીર્તી, યશ, અને ધન મળે છે અને માણુસની મહત્વાકાંક્ષા પૂર્ણ થાય છે ( આકૃતી ન ૩૨ મા ૧ )

આયુરેખામાથી એક ઉર્ધ્વ રેખા નિકળી શનીના પર્વત ઉપર ગઈ હોય તો તે માણુસને સટ્ટાના વેપારથી ધન લાભ થાય છે જમીનથી, બીલ્ડીંગના કૉંટ્રૅક્ટથી, ખેતી, વાડી, બગલા વિગેરે સ્થાવર ઈસ્ટેટથી લાભ થાય છે ( જુવો આકૃતી ન ૩૨ મા ૨ )

જો એક ઉર્ધ્વ રેખા આયુરેખામાથી નિકળી સૂર્યના પર્વત ઉપર જાય તો તે માણુસ કોઈ કલા, હુન્નરથી, પુષ્કળ ધન મેળવે છે આવો માણુસ કોઈ કારખાનાનો માલીક બને છે આવા માણુસને યશ, કીર્તી, આબરૂ અને ઉચ્ચ પદવી કીતાબ મળે છે [ આકૃતી ન ૩૨ મા ૩ ]

જો એક ઉર્ધ્વ રેખા આયુરેખામાથી નિકળી બુધના પર્વત ઉપર ગઈ હોય તો તે માણુસ મોટો વેપારી થાય છે અને વેપારથી પુષ્કળ ધન કમાય છે [ જુવો આકૃતી ન ૩૨ મા ૪ ]

આયુરેખામાથી એક શાખા નિકળી ચદ્રના પર્વત ઉપર ગઈ હોય તો તે માણસ પરદેસમા જીવન ગાળે છે. એના આયુષ્યમા પ્રવાસ ઘણો થાય છે અને સ્થલાતર ઘણા થતા રહે છે

જેવી રીતે આયુરેખામાથી ઉપર જવા વાળી ઉર્ધ્વ રેખા નિકળે છે તેનીજ રીતે અધોમુખ રેખા ( નિચે મણીબધ તરફ જવા વળી રેખા ) નિકળે છે આવી રેખા આયુરેખાના જે વર્ષમાન વર્ષ ઉપર નિકળી હોય તે વરસે શારિરીક દુખ શકતીનો ક્ષય, ચિતા અન કોઈ સકટની ભીતી સુચવે છે [ જુવો આકૃતી ન ૩૩ ]

જો આયુરેખાના અતમા ફાટા નિચેની તરફ જતા હોય તો તે વરસે માણસ બીમાર પડે છે અને ઘડપણમા સપત્તી ગુમાવે છે ( જુવો આકૃતી નબર ૩૪ મા ૩ )

જો આયુરેખાના અતમા ક્રૉસ અથવા સ્ટાર હોય તો તે વરસે માણુસનો મૃત્યુ થાય છે

જો આયુરેખાના આરભમા સ્ટાર હોય તો માતાનો મૃત્યુ નાનપણુમા થયો છે એમ સમજવુ ( જુવો આકૃતી નબર ૩૪ મા ૧ )

આયુરેખા અને મગળની રેખાના વચમા આયુરેખાના આરભમા જો સ્ટારનુ ચિન્હ હોય તો તે માણસના પિતાનો મૃત્યુ થયો છે એમ સમજવુ

જો આયુરેખા સાકળ જેવી Chain line હોય તો તે માણસની તબીયત નરમ રહે છે અને અવાર નવાર બીમારી ભોગવવી પડે છે [ જુવો આકૃતી નબર ૩૫ મા ૧ ]

જો આયુરેખાપર આયલેડનુ ચિન્હ હોય તો તે માણસની હોજરી બગડે છે પચન શક્તી મદ પડે છે ખાધેલુ પચતુ નથી ( જુવો આકૃતી નબર ૩૪ મા ૨ )

જો આયુરેખાના અંતમા ફૉર્ક-શાખા-નિકળી હોય તો તે માણસ વડીલોપાર્જીત મિલકત ગુમાવે છે અને ઘડપણમા તેની તબીયત નરમ રહે તથા દ્રવ્યનો નાશ થાય
[ જુવો આકૃતી નબર ૩૯ મા ૮ ]

અગુષ્ટના પહેલા વેઢામાથી એક રેખા નિકળી જો આયુ રેખાને કાપે તો શસ્ત્રથી મૃત્યુ થાય છે ( આકૃતી ન ૩૫ મા ૨ )

જો આયુરેખા શુક્રના પર્વતને ચીપકીને જતી હોય અને શુક્ર પર્વતના મધ્ય ભાગમાજ સમાપ્ત થતી હોય તો તે માણસની પ્રકૃતી બહુ નાજુક હોય છે તેના શરીરમા પોષક દ્રવ્યની ખામી હોવાથી આવા માણસને સતતીનો યોગ હોતો નથી [ આકૃતી નબર ૩૬ ]

જો આવીજ રેખા સ્ત્રીના હાથપર હોય તો તે સ્ત્રીને પ્રસવ વેદના ભોગવવી પડે છે અને કોઈ વખતે અતી પ્રસવ વેદનાને લીધે પ્રાણહાની થવાનો સભવ હોય છે

આયુરેખામાથી નાની નાની શાખાઓ નિકળી શુક્રના પર્વત તરફ ગઈ હોય તો તે માણસને ઉપરથી પડવાનો અકસ્માત નડે છે તેવીજ રીતે શનીના પર્વત પરથી રેખા નીકળી જો આયુરેખાને કાપતી હોય તો ઉપરથી પડવાનો આકસ્માત નડે છે ( જુવો આકૃતી ન ૩૭ મા ૨ )

મગળના પર્વત પરથી એક રેખા નિકળી આયુરેખાને કાપીને જો ગુરૂના પર્વતપર ગઈ હોય તો તે માણસના મસ્તક હૃદ અને કાન આ ત્રણ સ્થાનમાથી કોઈ પણ સ્થાનને રોગની પીડા થાય છે ( આકૃતી નબર ૩૭ મા ૧ )

આયુરેખા અતમા અદરની બાજુએ શુક્ર પર્વત તરફ ગોળાકાર વળેલી હોય તો તે માણસને શારિરીક દુખ ભોગવવુ પડે છે ( જુવો આકૃતી નબર ૩૭ મા ૩ )

જો આયુરેખાપર કાળા રંગના બીંદુ-ડાઘા હોય તો તે માણસને વિષમજ્વરથી પીડા થાય છે જો આવા કાળા રંગના અસ્માની રંગના ડાઘા આયુરેખાપર મંગળની રેખા તરફ હોય તો તે માણસને તેના કોઈ નિકટના સગા સબંધી તરફથી વિષ પ્રયોગ કરવામા આવે છે અથવા ભૂલથી ઔષધના બદલામા વિષ પિવામા આવે છે (જુવો આકૃતી નંબર ૪૧ મા ૨)

જો આયુરેખાપર સર્કલ-વર્તુલાકાર ચિન્હ હોય તો આંખની બીમારી થાય છે

આયુરેખા મધ્યભાગમા બારીક વાળના જેવી પાતળી અને આગળ પાછળ જાડી દેખાતી હોય તો જે વર્ષના પ્રમાણમાં આયુરેખા બારીક દેખાતી હોય તે વરસે તે માણસની પ્રકૃતી બગડે છે અને નબળાઈનું દુઃખ ભોગવવું પડે છે જો આવીજ રેખા ડાબા હાથપર હોય અને મંગળની રેખા જેને સંરક્ષક રેખા કહે છે તે હાથ ઉપર ન હોય તો તે વરસે માણસનો મૃત્યુ થય છે
( જુવો આકૃતી નંબર ૩૮ મા ૧ )

પણ ગુરૂના પર્વતપર ચતુષ્કોણનું ચિન્હ હોય અને આયુરેખા ના સમીપમા મંગળની રેખા હોય તો તે માણસની આયુરેખા દૂષીત હોવા છતા અપમૃત્યુનો ભય હોતો નથી
[ જુવો આકૃતી નંબર ૩૮ મા ૨ અને ૩ ]

કોઈ વખતે હાથપર ડબલ આયુરેખા જોવામા આવે છે જો આની બેવડી રેખા બન્ને હાથપર હોય તો તે માણસને અપમૃત્યુની ભિતી બીલકુલ હોતી નથી

જો આયુરેખા લાલ રંગની અને ચોડી હોય તો તે માણસ ચિડ ચિડયા સ્વભાવનો, ક્રોધી, મૂર્ખ, રોગી અને અઘોર આચરણ કરવા વાળો હોય છે



આકૃતી ન ૩૭



આકૃતી ન ૩૮


આકૃતી ન ૩૯


આકૃતી ન ૪૦

જો આરેખામાથી નિચેના ભાગમા એક શાખા નિકળી ચદ્રના પર્વતપર જાય તો તે માણુસને વિશ્રાતી સુખ મળતુ નથી તેને દુર દુરના પ્રવાસ વિશેષ કરીને થાય છે અને સમુદ્ર યાત્રા (વિલાયત, અમેરીકા, જાપાન, વિગેરે પરદેશ) નો યોગ આવે છે
( જુવો આકૃતી ન ૩૯ )

આયુ રેખા કોઈ પણ જગાપર તુટી હોય અને તુટેલો ભાગ સ્કવેઅર – ચતુષ્કોણમા ગયો હોય તો તે માણુસ સકટમાથી બચી જાય છે (જુવો આકૃતી ન ૪૦)

જો આયુરેખાપર મગળની રેખા તરફ ચતુષ્કોણનુ ચિન્હ હોય તો તે માણુસપર ફોજદારી કેસ થવાનો ભય હોય છે અને તેના લિધે કારાગ્રહ વાસ પણ કોઈ વખતે ભોગવવાનો પ્રસગ આવે છે
( જુવો આકૃતી ન ૪૧ મા ૧)

જો આવુ ચિન્હ એક હાથ પર હોય અને બીજા હાથપર ન હાય તો ફોજદારી કેસ થાય છે ખરો પણ શિક્ષા ભોગવવાનો પ્રસગ આવતો નથી

જો ગુરૂના પર્વતપર ચતુષ્કોણનુ ચિન્હ હોય તો તે માણુસ કોઈ પણ સકટમાથી બચી શકે છે અને સાથે મગળની રેખા – સરક્ષકરેખા હોય તો તે માણુસના સર્વ સકટ નાશ થતા જાય છે અને આ મગળના રેખાના પ્રભાવથી તે માણુસને કોઈ આના વારસાનો હક અથવા સપત્તી મળે છે

જો આયુરેખાના અતમા બે ફાટા થયા હોય અને તેમાનો બાહેરના બાજુ તરફનો એક ફાટો - ચદ્રના પર્વત તરફનો ( જુવો આકૃતી ન ૩૯) બીજા ફાટા કરતા ઉઠાવદાર હોય તો તે માણુસને હમેશા પ્રવાસ થતો રહે છે તે માણુસ પોતાની જન્મ ભુમી છોડી બીજા દેશમા વતન ગાળે છે અને તેનો મૃત્યુપણ બીજા દેશમા થાય છે

આયુરેખાના અતનો બીજો ફાગે (શુક્રના પર્વત તરફના (આકૃતી ન ૭૯) જે પહેના કાંટા કરતા ફિક્કનાર હોય તો તે માણસ પેતાની જન્મ ભુમી છોડી બીજા દેશમા ગાડેનો હોય તો પણ તેને અવાર નવાર પોતાના જન્મ ભુમીમા આવવુ પડે છે અને પરદેશમા રહેવા છતા તેનો મૃત્યુ જન્મ ભુમીમા થાય છે

જો આયુરેખાના આરભમા ટાપુનુ ચિન્હ Island પડયુ હોય તો તે માણસના જન્મનુ કારણ રહસ્યમય હોય છે

જો આયુરેખાને શુક્રના પર્વત તરફથી આડી રેખાઓ કાપતી હોય તો તે સકટ, ચીતા, અને બીજા તરફથી અતરાય સૂચવે છે જો આવી આડી રેખા આયુરેખાના શરૂઆતમા આયુરેખાને કાપે તો તેના સગા સબધી તરફથી અને વિશેષ કરીને પુરૂષ વ્યક્તી તરફથી તે માણસને અતરાય નડે છે (જુવો આકૃતી ન ૪૨ મા ૧)

અને જો નિચેના ભાગમા એટલે શુક્રના પર્વત તરફથી આડી રેખા આયુરેખાને કાપે તો બીજા માણસા તરફથી અને વિશેષ કરીને કોઈ સ્ત્રી તરફથી અતરાય નડે છે (જુવો આકૃતી ન ૪૨ મા ૨)

જો આવી આડી રેખા ભાગ્ય રેખાને કાપે અથવા ભાગ્ય રેખાને મળે તો તે માણસને બીજા તરફથી પૈસાના સબધમા અતરાય નડે છે (જુવો આકૃતી ન ૪૨ મા ૩)

જો આવી આડીરેખા સૂર્ય રેખાને (યશરેખા) ને કાપે તો તે માણસની કીર્તી અગર અને વટને બીજા તરફથી ધોકા પોહોચે છે (જુવો આકૃતી ન, ૪૨ મા ૪)

જો આવી આડીરેખા મસ્તક રેખાને કાપે તો તે માનસીક ચીતાનુ કારણ થઈ પડે છે (જુવો આકૃતી ન ૪૨ મા ૫)



આકૃતી ન ૪૧



આ,તી ન ૪૨



અ,તી ન ૪૩



આકૃતી ન ૪૪

# THE LINE OF HEAD.



## મસ્તકરેખા (હેડ લાઈન.)

માણુસના હાથની રેખાઓમા મસ્તકરેખા એક અતી મહત્વની રેખા છે મસ્તક રેખા પરથી માણુસની બુધ્ધીમત્તા, સ્મરણ શક્તી, ધારણાશક્તી, મગજનીશક્તી will Power માનસીક શક્તી, એકાગ્રતા અને કર્તૃત્વ શક્તી વિગેરેનો વિચાર થાય છે

આ રેખા તપાસવામા પુષ્કળ ધ્યાન અને કાળજી રાખવાની જરૂર છે કારણ કે બીજી રેખાઓ હાથઉપર સારા પ્રમાણમા હોવા છતા જો આ મસ્તકરેખામા કંઈ દોષ હોય તો (ખંડીત, નિસ્તેજ, અસ્પષ્ટ, અને તેનાપર ક્રૉસ સ્ટાર, ડૉટ–ડાઘા, વિગેરે ચિન્હો હોય) માણુસનુ મગજ–બુધ્ધી–મન નબળુ હોય છે અને નબળા માણુસ તરફથી સારા કામની આશા રખી શકાય નહી માટે આ રેખા કેવા પ્રકારની છે તે કાળજી પૂર્વક તપાસવી

બન્ને હાથની મસ્તક રેખા ધ્યાનપૂર્વક તપાસવી અને પછી ફળાધીશ કહેવુ

ડાબા હાથની મસ્તક રેખાપરથી અનુવંશીક સંસ્કારનો વિચાર થાય છે એટલે જન્મનીસાથે વડીલો તરફથી વારસામા જે ગુણ ઉતરે છે તેનો વિચાર ડાબા હાથના મસ્તક રેખાપરથી થઈ શકે છે અને જમણા હાથની મસ્તકરેખા પરથી માણુસે પોતાના ઈચ્છાશક્તીથી, આત્મ બળથી, કેવાપ્રકારની મગજ શક્તી કમાવેલી છે અને બુધ્ધીની પ્રવૃત્તી કેવી છે તેનો વિચાર થઈ શકે છે

મસ્તકરેખા હાથ ઉપર ત્રણ જુદા જુદા ઠેકાણેથી નિકળી મગળના પર્વત ઉપર અથવા ચદ્રના પર્વત તરફ જાય છે

(૧) અગુષ્ટ અને તર્જનીના મધ્યભાગમાથી આયુરેખાને સ્પર્શ કરી નિકળે છે (જુવો આકૃતી ન ૪૩ મા ૧)

(૨) બીજા પ્રકારની મસ્તકરેખા આયુરેખાથી છુટી પડીને નિકળે છે [જુવો આકૃતી ન ૪૪ મા ૧]

(૩) તીજા પ્રકારની મસ્તક રેખા આયુરેખાના અદરના ભાગમાથી નિકળે છે [જુવો આકૃતી ન ૪૫ મા ૧]

જો મસ્તક રેખા ચદ્ર અને મગળના પર્વતના મધ્ય ભાગસુધીજ જાય તો ઉત્તમ સમજવી

જો મસ્તક રેખા ચદ્રના પર્વતપર થઈને હાથના બહારના ભાગમા જતી હોય તો તે શ્રેષ્ટ ન ગણાય

મસ્તકરેખા પ્રમાણ કરતા અતીશય લાબી હોય (ચદ્ર પર્વતપર થઈને બહાર જતી હોય) તો તે માણુસ દુરાચારી, દુરાગ્રહી, નિર્લજ્જ, અને ચચળ સ્વભાવનો હોય છે ગ્રહપ્રપચ ચલાવવાના કામમા આવો માણુસ ઉપયોગી હોતો નથી આવો માણુસ બુધ્ધીમાન હોય છે ખરો પણ એક કામ છોડી બીજુ પકડવુ બીજુ મુકી ત્રીજું પકડવુ આવી રીતે અસ્થીર કામ કરવા વાળો હોવાથી વ્યવહાર ચલાવવામાં નિરૂપયોગી થઈ પડે છે

મસ્તક રેખા સરળ, ઉડી, અને નાની હોય તો તે માણુસ વ્યવહાર ચતુર હોય છે

(૧) જો મસ્તક રેખા આયુરેખાને સ્પર્શકરી નિકળી હોય તો તે માણુસ Sensetive લાગણી વાળો, બીકણ, શાત સ્વભાવનો અને બુધ્ધીમાન હોય છે આ રેખા મગળ અને ચદ્રના પર્વતના મધ્ય ભાગસુધી સરળ ગઈ હોય (જુવો આકૃતી ન ૪૩ મા ૧) તો તે માણુસ

બુધ્ધીમાન, ચતુર, વિચારી અને યશસ્વી થાય છે જો આ રેખા આગળ વધીને મગળના પર્વત ઉપર ગઈ હોય (જુવો અકૃતી ન ૪૦ મા ૨) તો તે માણુસ નિશ્ચયી, નિડર, પોતાના વિચારમા દૃઢ વિશ્વાસ રાખવા વાળો, અને ઉત્સાહી હોય છે જો આ રેખા નિચે ચદ્રના પર્વત ઉપર ગઇ હોય (જુવો અકૃતી ન ૪૩ મા ૩) તો તે માણુસ કલ્પક, બુધ્ધી માન, ચતુર, કવિ, વિચારી અને યશસ્વી થાય છે જો આ મસ્તક રેખા નિચે વળીને ચદ્રના પર્વતપર વાગી વળી હોય [ જુવો અકૃતી ન ૪૩ મા ૪] તો તે માણુસ ઉદાસ વૃત્તાનો, એકાન્ત પ્રેય હોય છે આવા માણુસને એકાન્તવાસ ગમે છે તેના લીધે કુટુબીઓને ત્યજી એકાન્તમા જઈ રહે છે અને જો આ રેખાના અતમા આયલેડ – ટાપુ અથવા સ્ટાર – નક્ષત્રનુ ચિન્હ હોય તો તે માણુસ આત્મહત્યા પણ કરવાવાળો હોય છે [ જુવો આકૃતી ન ૪૩ મા ૫, ૬ ]

જો આ મસ્તકરેખા ઉપરના ભાગમા રવીના પર્વત તરફ જાય તો તે માણુસ Ait કળાનો જાણકાર હય છે સટ્ટાનો વેપાર કરવા વળો, સાર્વજનીક કામમા ભાગ લેવાવાળો હેય છે તેને માન, સન્માન કીર્તી મળે છે અને સુખ સપત્તી ભોગવે છે [ જુવો આકૃતી ન. ૪૬ મા ૧]

જો આ રેખા ઉપરના ભાગમા બુધની આગળી તરફ જાય તો તે માણુસ સ્વાવલબી, ઉદ્યેગી, અને વેપાર, કોન્ટ્રક્ટમા યશસ્વી થાય છે [ જુવો અકૃતી ન ૪૬ મા ૨]

(૨) જો મસ્તક રેખા આયુરેખાથી જુદી પડીને નિકળી હોય અને આયુરેખા તથા મસ્તક રેખામા અતર વધારે ન હેય તો આ એક અતી ઉત્તમ લક્ષણ સમજવુ આવી રેખાવાળો માણુસ તીક્ષ્ણ બુધ્ધીનો નિડર, ઉત્સાહી, આગળ વધવાની હીમતવાળો હય છે આવા માણુસમા આત્મ વીશ્વાસ ખુબ હોય છે તેથા પોતાના નિશ્ચયમા મક્કમ રહી ખુબ




આકૃતી ન ૪૫




આકૃતી ન ૪૬



આકૃતી ન ૪૭




આકૃતી ન ૪૮

હીમત પૂર્વક કામ કરે છે અને યશની નિવડે છે જે આ રેખા આગળ વધીને મંગળના પર્વત ઉપર જાય અને તેના છેવટનો ભાગ ઉપર વળે તો માણસ સાર્વજનીક કામમા ભાગ લે છે અને તેમા પ્રમુખ નેતા બને છે આવો માણસ સાર્વજનીક કામ માટે ગમે તે સ્વાર્થ ત્યાગ કરવાવાળો હોય છે જો આ મસ્તક રેખા નિચે ચંદ્રના પર્વત ઉપર ગઈ હોય તો આવો માણસ બુધ્ધીવાળો, હોશીયાર હોય છે પણ એનો સ્વભાવ લેહરી હોવાથી મરજીમા આવે તે કામ કરે છે અને તેથી તેની જીંદગી નિરૂપયોગી નિવડે છે

જો મસ્તકરેખા અને આયુરેખાના વચમા અંતર વધારે હોય (જુવો આકૃતી નં ૪૪ મા ૧) તો આવો માણસ અસ્થીર બુધ્ધીવાળો દુરાચારી, દુરાગ્રહી, મગરૂર અને બેપર્વાઈથી કામ કરનાવાળો હોય છે એના મન ઉપર એનો કાબુ રહેતો નથી

(૩) જો મસ્તકરેખા આયુરેખાના અંદરના ભાગમાથી નિકળે તો તે માણસ વહેમી ચીડચીડીયા સ્વભાવનો, બીકણ, ક્રોધી, Nervous મંદ બુધ્ધીવાળો, આત્મ નિગ્રહના અભાવવાળો અને ચંચળ સ્વભાવનો હોય છે

જો મસ્તક રેખા ચંદ્રના પર્વત ઉપર જાય અને ચંદ્રનો પર્વત ઉંચા અને બળવાન હોય અને મસ્તકરેખાના અંતમા fork શાખા નિકળી હોય તો તે માણસ કલ્પક, ચતુર, કવિ, અને ગ્રંથકર્તા હોય છે [ જુવો આકૃતી નં ૮૭ મા ૧ ]

જો આ ચંદ્રના પર્વત ઉપર ગયેલી મસ્તક રેખાના અંતમા સ્ટારનું ચિન્હહોય તો તે માણસનો મૃત્યુ પાણીમા ડુબવાથી થાય છે [ જુવો આકૃતી નં ૪૩ મા ૬ ]

જો મસ્તક રેખા ડબલ – બેવડી હોય તો તે માણસને જુદા જુદા બે ધંદાના સાધન વડે સંપત્તી મળવાનો યોગ હોય છે

જો મસ્તક રેખા મધ્યભાગમા શનીના પર્વત તરફ થઈને ગઈ હોય તો તે માણુસ અનુદાર, હઠ્ઠી સ્વભાવનો અને અપ્રામાણીક હોય છે

જો મસ્તક રેખા અને અંતઃકરણ રેખાના વચમા અધીક અંતર હોય તો તે માણુસ ઉદાર વૃત્તીનો અને નિષ્કપટી હોય છે પણ જો આ અંતર, પ્રમાણુ કરતા વધારે હોય તો માણુસ ભોળા સ્વભાવનો હોય છે આવો માણુસ બીજાનુ કપટ જાળ ન સમજવાવાળો હોવાથી બીજાના જાળમા ફસાય છે

જો મસ્તક રેખા વાકી થઈને અંતઃકરણ રેખાને મળે તો તે માણુસ ઉન્મત્ત અથવા બુધ્ધીભ્રષ્ટ હોય છે અથવા તે માણુસ ઠગ, ચોર,, ઘાતકી, અને કૃતઘ્ન હોય છે [ જુવો આકૃતી નં ૪૮ મા ૧ ]

જો મસ્તક રેખા મધ્યભાગમા તુટેલી હોય તો તે માણુસના મસ્તકમા ભયંકર આઘાત થવાનો સંભવ હોય છે

જો મસ્તક રેખા સાંકળના આકારની હોય તો મસ્તકમા પીડા થાય છે તે માણુસ મંદ બુધ્ધીવાળો હોય છે અને તેના વીચારમા દૃઢતાનો અભાવ હોય છે ( જુવો આકૃતી નં ૪૯ મા ૧ )

જો આવી સાંકળ જેની મસ્તક રેખા હોય અને આયુરેખાપર આયલેંડનુ ( ટાપુનુ ) ચિન્હ હોય તો તે માણુસને ક્ષય રોગ લાગુ પડે છે [ જુવો આકૃતી નં ૪૯ મા ૨ ]

જો રવીના આંગળી નિચે મસ્તક રેખાપર સર્કલ (વર્તુળ) નુ ચિન્હ હોય તો નેત્ર પિડા થવાનો સંભવ હોય છે
[ જુવો આકૃતી નં ૫૦ મા ૧]

મસ્તકરેખાપર બીંદુના ચિન્હ હોય અને આ બીંદુ કાળા રંગના અથવા આસ્માની રંગના હોય તો વિષમ જ્વર અથવા વિષપ્રયોગનો ભય હોય છે જો આવા બીંદુ બન્ને હાથના મસ્તક રેખાપર હોય તો વિષ પ્રયોગથી

અવશ્ય મૃત્યુનો ભય રહે છે જો આ બીંદુ લાલ રંગના હોય તો મસ્તકમા અઘાત થાય છે અને શ્વેત – સફેદ રંગના બીંદુ હોય તો તે માણુસ બહેરો થાય છે
[ જુવો આકૃતી નંબર ૫૦ મા ૨ ]

મસ્તક રેખા સાંકળી જેવી હોય અને નિચે ચંદ્રના પર્વત ઉપર ગઈ હોય તો તે માણુસ ઘેલો હોય છે અને તેનગાની લેહરમા આત્મહત્યા કરી બેસે છે
[ જુવો આકૃતી નંબર ૫૧ મા ૫ ]

જો મસ્તકરેખાપર આયલેંડ–ટાપુનુ ચિન્હ હોય તો મગજ નબળુ હોય છે અને જો આ આયલેંડ ગુરૂની આગળી નિચે હોય તો નાનપણુમા મગજ નબળુ હોવાને લીધે અભ્યાસ થઈ શકતો નથી
[ જુવો આકૃતી નંબર ૫૧ મા ૧ ]

જો આ ટાપુનુ ચિન્હ શનીની આગળી નિચે હોય તો માથામા દુખાવો થવાની પિડા થાય છે [ જુવો આકૃતી નંબર ૫૧ મા ૨ ]

જો આ આયલેંડ રવિની આગળી નિચે હોય તો દ્રષ્ટીમાંદ્ય થાય છે [ જુવો આકૃતી નંબર ૫૧ મા ૩ ]

જો આયલેંડ બુધની અગળી નિચે હોય તો ઘડપણુમા ચિંતા સંકટ અને કાળજીથી મગજ શકિત નષ્ટ થાય છે
[ જુવો આકૃતી નંબર ૫૧ મા ૪ ]

મસ્તક રેખાપર ક્રૉસ–ફુલીનું ચિન્હ હોય તો અકસ્માતથી મગજને ઈજા થવાનો સંભવ હોય છે
[ જુવો આકૃતી નંબર ૫૨ મા ૧ ]

જો મસ્તક રેખાપર ચતુ'કોણનુ ચિન્હ હોય તો અકસ્માત થી બચી જાય છે ( જુવો આકૃતી નબર પર મા ૨ )

મસ્તક રેખાના અતમા જો fork શાખા નિકળી હોય તો તે માણુસ વ્યવહાર જ્ઞાનમા કુશળ Practical હોય છે

મસ્તકરેખા અતી ઉ'ડી હોય તો તે માણુસને વાતના રોગથી પિડા થાય છે જો મસ્તકરેખા પોહોળી અને ઝાખી હોય તો તે માણુસનુ Lung ફેફસુ નબળુ હોય છે

મસ્તકરેખા લાબી હોય અને અગુષ્ટ લાબો, જાડો અને પુષ્ટ હોય તો તે માણુસ જુનગી થાય છે

મસ્તકરેખા અને અતકરણુરેખાના વચમા જો અતી થોડુ અતર હોય તો તે માણુસને હૃદય નો વિકાર થાય છે

મસ્તકરેખા લાલ રગની હોય અથવા શનીની આગળી નિચે મસ્તક રેખાપર લાલરગના બીદુ - ડાઘ હોય અને મસ્તકરેખા મગળના પર્વત ઉપર ગઈ હોય અને મગળનો પર્વત બીજા પર્વતો કરતા ઉચો હોય તો તે માણુસ ખુની - ખુન કરનાવાળો થાય છે

મસ્તકરેખામાથી એક શાખા નિકળી અતકરણુ રેખાને મળે તો તે માણુસ સ્ત્રી સબધી પ્રેમ પાશમા પડે છે અને તેની ચિતાના પરીણામ તેને ભોગવવા પડે છે
[ જુવો આકૃતી નબર ૫૩ ]

જો મસ્તકરેખા શનીની આગળી નિચે અતકરણુરેખા સુધી ગઈ હોય અને ત્યાથી એકદમ નિચે ચદ્રના પર્વત ઉપર ઉતરતી હોય તો તે માણુસનુ મન શિથીલ હોય છે તેથી આવા માણુસના બુદ્ધીપર પ્રેમનો પ્રભાવ વધારે પડે છે અને તે માણુસ પ્રેમમા નિર્બુદ્ધ થઇ



આકૃતી ન ૪૯



આકૃતી ન ૫૦



આકૃતી ન ૫૧



આકૃતી ન ૫૨

પ્રેમ પાશમા ફસાય છે ( જુવો આકૃતી નબર ૫૪ )

મસ્તક રેખાના ઉદય સ્થાનમાથી એક સરળરેખા નિકળી જો ગુરૂના પર્વત ઉપર ગઈ હોય તો તે માણુસની સર્વ ઈચ્છાઓ પૂર્ણ થાય છે, અને આવો માણુસ ઉદાર બુધ્ધીનો હોય છે

મસ્તક રેખાપર શનીના પર્વત નિચે જો કાળા રગનો બીદુ ડાઘ હોય તો તે માણુસને દાતનો વિકાર થાય છે અને જો શ્વેત, અથવા લાલ રગનો બીદુ હોય તો ખુની માણુસ થાય છે ખુની માણુસની મસ્તકરેખા લાલ રગની હોય છે અને મગળના પર્વત ઉપર જાય છે અને મગળનો પર્વત ઘણો ઉચો અને કઠણ હોય છે

જો મસ્તક રેખા સરળ, લામી અને ઉડી હોય અને આ રેખાને લીધે કરતલ – હથેલીના ભાગ સમ સમાન – અર્ધો નિચે અને અર્ધો ઉપર – થયો હોય તો તે માણુસ ગણીત વિષયમા મોટો વિદ્વાન થાય છે આની રેખા સાથે શુક્રના પર્વતપર ત્રિકોણનુ ચિન્હ પણ હોવુ જોઈએ

મસ્તક રેખા બેવડી હોય અને બુધનો તથા ગુરુનો પર્વત ઉઠાવદાર હોય તો તે માણુસ મોટો વેપારી અને શેઠીઓ થાય છે

મસ્તકરેખા વાળી ચુકી થઈને મધ્યમા અગુલીના નિચે એકદમ નિચે ઉતરતી હોય તો તે માણુસનુ ધન અકસ્માત – એકદમ ચાલ્યુ જાય છે

શનીના પર્વત નિચે મસ્તકરેખાપર જવનુ ચિન્હ હોય તો તે માણુસના ગુપ્તેદ્રિયમા પિડા થાય છે

મસ્તક રેખાપર નક્ષત્રનુ ચિન્હ હોય તો તે માણુસના મન ઉપર કોઈ જાતનો અઘાત થાય છે

# THE LINE OF HEART.



## અંતઃકરણરેખા (હાર્ટ લાઈન.)

અંતઃકરણ રેખાપરથી માણસના હૃદયની રચના કેવી છે તે નિરોગી અને મજબુત છે કે નબળુ છે સર્કયુલેશન - રૂધીરાભિસ્રણ બરાબર નૈસર્ગિક સ્થિતીમા થાય છે અથવા કોઈ અડચણ નડે છે હાર્ટ ડિસીઝ વિગેરે થવાનો સંભવ છે કે કેમ વિગેરેનો વિચાર આ રેખાપરથી થઈ શકે છે તેમજ માનસનુ અંતઃકરણ કોમળ છે કે કઠણ છે, દયાળુ છે કે નિર્દય છે, પ્રેમી છે કે દાંભીક છે તેનો વિચાર આ રેખાપરથી થઈ શકે છે

અંતઃકરણરેખા ગુરૂની આંગળીના નિચેના ભાગમાથી નિકળી બુધના પર્વતના નિચેના ભાગ સુધી જાય છે
( જુવો આકૃતી નંબર ૫૫ મા ૧ )

આ અંતઃકરણરેખા નિચે પ્રમાણે જુદા જુદા ઠેકાણેથી નિકળે છે

( ૧ ) સિધી ગુરૂના પર્વત ઉપરથી નિકળી બુધના પર્વત નિચે જાય છે

( ૨ ) ગુરૂના પર્વતના નિચેના ભાગમાથી હાથના બાહેરના ભાગમાથી સરળ નિકળી બુધના પર્વત નિચે જાય છે
( જુવો આકૃતી નં ૫૫ મા ૨ )

( ૩ ) ગુરૂ અને શનીની આંગળીના વચમાથી નિકળે છે
( જુવો આકૃતી નંબર ૫૫ મા ૩ )

( ૪ ) ચેટ શનિના પર્વત ઉપરથી નિકળી બુધના પર્વત નિચે જાય છે [ જુવો આકૃતી નંબર ૫૫ મા ૪ ]



આકૃતી ન ૫૩



આકૃતી ન ૫૪




આકૃતી ન ૫૫




આકૃતી ન ૫૬

(૫) શનિના પર્વતના નિચેના ભાગમાંથી નિકળી બુધના પર્વત નિચે જાય છે [ જુવો આકૃતી નં ૫૫ મા ૫ ]

આ અંતઃકરણરેખા લાંબી, ઉંડી, સ્પષ્ટ, ગુલાબી રંગની હોય અને ગુરુના પર્વત ઉપરથી નિકળી હોય તો ઉત્તમ સમજવી

૧ જો અંતઃકરણરેખા ગુરુના પર્વત ઉપરથી સીધી નિકળી હોય તો તે માણુસ ઉદાર અંતઃકરણવાળો, શાંત સ્વભાવનો, ઉચ્ચ-કોટીની પ્રેમની ભાવના રાખવાવાળો, મહત્વાકાંક્ષી, સત્યવક્તા, સદાચારી પરોપકારી અને શુધ્ધ અંતઃકરણનો હોય છે

૨ જો અંતઃકરણરેખા ગુરુના પર્વતના નિચેના ભાગમાં હથેલીના બહારના બાજુમાંથી નિકળી હોય તો તે માણુસ અંધશ્રધાળુ હોય છે આવા માણુસની પ્રેમસંબંધની કલ્પના વિચિત્ર હોય છે તેથી આવા માણુસને પ્રેમસંબંધથી દુઃખ ભોગવવું પડે છે [ જુવો આકૃતી નંબર ૫૫ મા ૨ ]

૩ જો આ રેખા ગુરુ અને શનિની આંગળીના વચમાંથી નિકળે તો તે માણુસ વ્યવહારજ્ઞાનમાં કુશળ Practical હોય છે આવો માણુસ મનો વિકારપર કાબુ રાખનાવાળો અને સ્વાર્થી હોય છે અને સ્વાર્થની ખાતર પ્રેમમાં પડે છે [ જુવો આકૃતી નંબર ૫૫ મા ૩ ]

૪ જો અંતઃકરણરેખા થેટ શનિના પર્વત ઉપરથી નિકળી હોય તો તે માણુસ વિષયી, કામાતુર, અસંતુષ્ટ, સ્વાર્થી, અપ્રામાણીક હોય છે [ જુવો આકૃતી નંબર ૫૫ મા ૪ ]

૫ જો અંતઃકરણરેખા શનિના પર્વતના નિચેના ભાગમાંથી નિકળે તો તે માણુસ અલ્પાયુ થાય છે અને આવો માણુસ સ્ત્રી

ઉપર અભાવ રાખવા વાળો હોય છે
( જુવો આકૃતી નબર ૫૫ મા ૫ )

જો ગુરૂના પર્વત ઉપર અતઃકરણ રેખાને એક અથવા બે શાખા Fork નિકળે તો તે માણુસ ભાગ્યવાન, મિત્ર અને સ્ત્રી ઉપર પ્રેમ રાખવા વાળો અને વૃધ્ધાવસ્થામા વધ સુખ ભોગવવા વાળો હોય છે ( જુવો આકૃતી નબર ૫૬ મા ૧ )

જો અતઃકરણરેખાની એક શાખા નિચે મસ્તકરેખામા ગઈ હોય તો તે માણુસને પ્રેમસબધમા અપયશ મળે છે અને તેનાથી દુખી થાય છે
[ જુવો આકૃતી નબર ૫૫ મા ૬ ]

જો અતઃકરણ રેખા પીળારગની હોય અને આયુ રેખાપર જવનુ Island ચિન્હ હોય તો તે માણુસને ફુંફુસનો રોગ અને ક્ષયરોગ લાગુ પડે છે

જો અતઃકરણ રેખા અતી લાલરગની હોય તો તે માણુસ દુષ્ટ અને કઠોર સ્વભાવનો હોય છે

અતઃકરણરેખા અને મસ્તકરેખાના વચમા અતી થોડુ અતર હોય તો તે માણુસ ઈર્ષાળુ, લાચનિપપતખોર, અને દુષ્ટપ્રકૃતીનો હોય છે

જો અતઃકરણ રેખા પોતાનુ સ્થાન છોડી નિચે મસ્તક રેખાના અતી સમીપમા નિકળી હોય જાણે મસ્તક રેખા અને અતઃકરણ રેખા સબળ એક લીટીના આકાર જેવી દેખાતી હોય અને ઉડી હોય તો તે માણુસ કોઈપણ વિષયમા ધ્યાન આપે તો અતઃકરણના ઉડાનથી આપે છે જો આવો માણુસ પ્રેમના સબધમા પડે તો પ્રેમાંધ બને છે પ્રેમરગ એને દુનિયા તુચ્છ લાગે છે આવો માણુસ




આકૃતી ન ૫૭




આકૃતી ન ૫૮




આકૃતી ન ૫૯



આકૃતી ન ૬૦

અંધશ્રદ્ધાને લીધે દુ:ખમા પડે છે આવા માણસને ભયંકર અપઘાતથી દુ:ખપ્રાપ્ત થાય છે અને ઘણુંકરીને આવા માણસનુ Violent Death થાય છે ( જુવો આકૃતી નંબર ૫૭ મા ૧ )

જો અંતઃકરણ રેખા જગા જગાપર તુટેલી હોય અથવા બીજી રેખાઓથી કપાયેલી હોય તો આવા માણસનો પ્રેમભંગ થવાથી દુ:ખ ભોગવવુ પડે છે જે ઠેકાણે આ રેખા તુટી હોય ત્યાથા એક શાખા આ રેખામાથી નિકળે તો ફરીથી આ માણસ બીજી સ્રીના પ્રેમપાસમા પડે છે આવા માણસના હાથમાથી ગયેલી સ્રી પાછી કોઈ કારણ સર તેને મળે છે
( જુવો આકૃતી નંબર ૫૮ મા ૧ અને ૨ )

જો આ રેખાનો રંગ લાલ હોય તો ગયેલી સ્રી જલદી પાછી મળે છે જો પીળા રંગની રેખા હોય તો વિલંબથી મળે, અને જો કાળા રંગની રેખા હોય તો ગયેલી સ્રી પાછી મળતી નથી

જો અંતઃકરણ રેખામાથી એક શાખા નિકળી શનિના પર્વત ઉપર જાય તો તે માણસ પોતાની સુંદર સ્રીનો ત્યાગ કરી વેસ્યાનુ ગામી બને છે આવી રેખાવાળા પુરુષસાથે જે સ્રીના લગ્ન થાય તે સ્રી ભાગ્યહીન અને દુ:ખી થાય છે

અંતઃકરણ રેખામાથી મસ્તકરેખા તરફ ઝીણી ઝીણી શાખાઓ નિકળી હોય અને આ શાખાઓ બીજી રેખાઓથી છેદીત થઈ હોય તો તે માણસ સ્રીના પ્રેમસંબંધમા પડવાથી અંતમા નિરાશ બને છે આ રેખા જેટલીવાર છેદાઈ હોય તેટલીવાર પ્રેમસંબંધમા નિરાશા ભોગવવી પડે છે જો આવી રેખા સ્રીના હાથપર હોય તો સ્રી પરપુરુષ રત ( વ્યભીચારીણી ) થાય છે જો આ અંતઃકરણ રેખાપર બીંદુ–ડાઘા હોય તો તે સ્રી પ્રેમાંધ બને છે અને અંતમા દુ:ખી થાય છે ( જુવો આકૃતી નંબર ૫૯ )

જો અંતઃકરણ રેખા સાંકળ જેવી હોય તો આવા માણસનુ પ્રેમ ક્ષણીક હોય છે આવી સાંકળ જેવી રેખા હાથપર હોય અને તેમાથી એક શાખા નિકળી શનિના પર્વત ઉપર ગઈ હોય તો ઇંદ્રી નિર્બળ હોય છે (નપુંસક) આવા માણસને સ્વસ્ત્રી અથવા પરસ્ત્રી ઉપર અભાવ હોય છે (જુવો આકૃતી નંબર ૬૦)

જો અંતઃકરણરેખા ઉપર Island ટાપુનુ ચિન્હ હોય તો ઈંદ્રી દુર્બળ હોય છે અથવા ભાગ્યહીન સ્ત્રીસાથે વિવાહ થાય છે (જુવો આકૃતી નંબર ૫૬ મા ૩)

મસ્તકરેખા અને અંતઃકરણ રેખાના વચલો ભાગ ક્રોસ ફુલીના ચિન્હથી વ્યાપ્ત થયો હોય તો શત્રુના હાથથી મૃત્યુ આવે છે આ ફુલીઓ જેટલી હોય તેટલા વખત મનુષ્યને શત્રુના હાથમા ફસાવાનો યોગ આવે છે [ જુવો આકૃતી નંબર ૬૧ ]

અંતઃકરણરેખા વચમાથી કોઈ પણ ઠેકાણે તુટેલી ન હોય અને આ રેખાપર પીળારંગના બીંદુ-ડાઘા વિગેરે ચિન્હ ન હોય તો તે માણુસ શાંતસ્વભાવનો, નિષ્કપટી, પરોપકારી, દેવધર્મપર શ્રદ્ધા રાખવાવાળો, સત્યવાદી, દયાળુ, શુદ્ધઅંતઃકરણનો, પ્રેમી અને દીર્ઘાયુ થાય છે

અંતઃકરણ રેખામાથી એક શાખા નિકળી આયુરેખાપર જાય તો હાની થાય છે વિશેષ કરીને કોઈ પ્રેમી મિત્રના મૃત્યુની સૂચક હોય છે

અંતઃકરણ રેખાપર તાંબાના જેવા લાલ રંગના અથવા સફેદ રંગના બીંદુ-ડાઘા હોય તો, તે માણુસ વૈરાગ્યશીલ બને છે

જો મસ્તકરેખા અને અંતઃકરણરેખાનો સંયોગ શનિના પર્વત નિચે થતો હોય તો તે માણુસનો મૃત્યુ અકસ્માતથી થાય છે (જુવો આકૃતી નંબર ૬૨ મા ૧)

જો અંતઃકરણ રેખાપર ક્રૉસનું ચિન્હ હોય તો પ્રેમના સંબંધથી કષ્ટ થાય છે (જુવો આકૃતી નંબર ૫૬ મા ૨)

જો અંતઃકરણ રેખાપર વર્તુળનું ચિન્હ હોય તો અંધળા-પણુ આવે છે (જુવો આકૃતી નંબર ૫૬ મા ૪)

અંતઃકરણ રેખામાં આમ્માની રંગના ડાઘા હોય તો ઇંદ્રી નિર્બળ હોય છે અને મલેરીયા તાવથી પિડા તથા કમરમા વાતથી પિડા થવાનો સંભવ હોય છે (જુવો આકૃતી નંબર ૫૬ મા ૫)

જો અંતઃકરણરેખા ડબલ-બેવડી હોય તો તે માણુસનું પોતાના સ્ત્રી ઉપર અત્યંત પ્રેમ હોય છે પણ તેનો પરીણામ દુઃખમય આવે છે કારણ તેને સ્ત્રીના સિવાય અન્ય જગત તુચ્છ લાગે છે

આ અંતઃકરણ રેખામાંથી નિકળેલી શાખાઓના મુખ ઉપરની તરફ હોય તો આશાજનક સમજવા અને નિચેની તરફ જવાવાળા હોય તો નિરાશા જનક સમજવા

જો અંતઃકરણરેખા, મસ્તકરેખા અને આયુરેખા આ ત્રણ રેખાઓ એકત્ર મળી હોય તો તે માણુસ કોઈ સ્ત્રીના પ્રેમથી અથવા લગ્ન નહી થવાના કારણથી દુઃખી થાય છે
(જુવો આકૃતી નંબર ૬૩ મા ૧)

અંતઃકરણરેખા જો અખંડ હોય અને તર્જની આંગળીને વેષ્ટન કરતી હોય તો તે માણુસ શાસ્ત્રીયજ્ઞાનનો ભોક્તા અને મોટો સામર્થ્યવાન તથા યોગી થાય છે



# THE LINE OF FATE
## *OR*
# DESTINY.

## ભાગ્યરેખા - ધનરેખા - ઉર્ધ્વરેખા -

અથવા

## શનીરેખા વર્ણન.

---

### — ધનરેખા —

હાથ ઉપરના રેખાઓમા ધનરેખા એક અતી મહત્વની રેખા છે આ રેખાપરથી મનુષ્યનુ ભાગ્ય (પૂર્વજન્મકૃત પુણ્ય) ધન, સુખ, સંપત્તી, વૈભવ ઇત્યાદિનો વિચાર થાય છે

જે માણસના હાથ ઉપર આ ધનરેખા ન હોય તે માણસ નિર્ધન થાય છે તેને અતી કષ્ટથી જીંદગી ગુજારવી પડે છે આવા માણસને દ્રવ્યનુ સુખ હોતુ નથી અતી મેહનત કરવાથીજ તેનો ગુજારો થઈ શકે છે

જે માણસના હાથઉપર આ ભાગ્યરેખા ઉત્તમ પ્રકારની હોય છે તે માણસ શ્રીમાન, ધનવાન, વિદ્વાન, બુદ્ધિવાન હોય છે આવો માણસ ધનસુખ, સંપત્તી અને વૈભવ ભોગવનાર હોય છે

સાધારણ મધ્યમ સ્થિતીના માણસના હાથ ઉપર આ ભાગ્ય રેખા ન્યુનાધિક પ્રમાણમા જોવામા આવે છે જે પ્રમાણમા આ ભાગ્યરેખા હોય તે પ્રમાણમા ધનઆદિનુ સુખ મળે છે

જે લોકોનો ધંદો હાથેથી કામ કરવાનો હોય છે જેવાકે — સુતાર, સોની, લુહાર, ફીટર, ગવંડી અને મજદુર વિગેરે લોકોના હાથઉપર અતીકામ કરવાને લીધે તેઓના હાથની ચામડી અતી કઠણ થવાથી તેઓના હાથઉપર ભાગ્યરેખા હોવા છતા તે લુપ્ત થઈ હોય એવો ભાસ થાય છે આવા લોકોના ધનસુખનો વિચાર તેઓના ડાબા હાથપરથી, કપાળના રેખાપરથી અને શરીરના બીજા શુભાશુભ ચિન્હોપરથી થઈ શકે છે વિશેષ કરીને જે લોકોનો ધંદો હાથેથી કામ કરવાનો હોતો નથી જેવાકે — ઑફીસર, સાહુકાર, વકીલ, બેરીસ્ટર, ડૉક્તર, રાજા, મહારાજા, જાગીરદાર જમીનદાર વિગેરે શ્રીમાન લોકો તેમજ તેવા પ્રકારની ભાગ્યશાલી સ્ત્રીઓના હાથઉપર આ ભાગ્યરેખા ઉત્તમ પ્રકારની જોવામા આવે છે

આ ભાગ્યરેખા અથવા ધનરેખા હાથઉપર જુદા જુદા ચાર ઠેકાણેથી નિકળી શનીના પર્વત ઉપર જાય છે

૧ પ્રથમ પ્રકારની ભાગ્યરેખા મણીબંધના મધ્યભાગમાથી નિકળી હથેલીના મધ્યભાગમા થઈ સરળ મધ્યમાગુલીના મુળ સુધી અથવા શનીના પર્વત ઉપર જાય છે ( જુવો આકૃતી નબર ૬૪ મા ૧ )

૨ બીજા પ્રકારની ભાગ્ય રેખા આયુરેખામાથી પ્રારભ થાય છે મણીબધથી આયુરેખા અને ભાગ્યરેખા મળેલી એકરૂપ થયેલી હોય છે પણ આગળ જતા ભાગ્યરેખા આયુરેખામાથી છુટી પડે છે ( જૂવો આકૃતી ન ૬૪ મા ૨ )

૩ તીજા પ્રકારની ભાગ્યરેખા ચદ્રના પર્વત ઉપરથી નિકળી હથેલીના મધ્યભાગમા થઈ શનીના પર્વત ઉપર જાય છે ( જુઓ આકૃતી ન ૬૪ મા ૩ )

૪ ચોથા પ્રકારની ભાગ્યરેખા મગળના મેદાનમાથી નિકળી સીધી શનીના પર્વત ઉપર જાય છે [ જુઓ આકૃતી ન ૬૪ મા ૪ ]

કોઈ વખતે હાથ ઉપર ભાગ્યરેખાનો અભાવ પણ જોવામા આવે છે જો બન્ને હાથ ઉપર ભાગ્યરેખા ન હોય તો તે માણસની જીદગી મહાન ઘટના રહીત હોય છે

ઉપર પ્રમાણે ભાગ્યરેખા જુદા જુદા સ્થાનથી ઉદય થતી હોવાથી તેના સ્થાન પ્રમાણે જુદા જુદા ફળ મળે છે

૧ જો ભાગ્ય રેખા મણીબધના મધ્યભાગમાથી નિકળી સીધી શનીના પર્વત ઉપર જાય [ પ્રથમ પ્રકારની ભાગ્યરેખા ] તો આ એક અતી ઉત્તમ ભાગ્યશાલી માણસનુ લક્ષણ સમજવુ આવા માણસને વડીલોપાર્જીત સ્થાવર સપત્તીનો વારસો મળે છે આવો માણસ સુખી હોય છે નાનપણથીજ ધન સુખ ભોગવવાવાળો હોય છે આવો માણસ દરેક જાતનો વેપાર, સ્વતત્ર ધદો— વકીલ, બૅરીસ્ટર, ન્યાયાધીશ ડાકટર વૈદ્ય, જોતીષી વિગેરે વિદ્યાના બળથી ધદો કરી ધન કમાય છે આવી રેખાવાળો માણસ ભાગ્યવાન હોય છે અને બાલ્યાવસ્થાથી મરણઅવસ્થા સુધી ઉત્તમ પ્રકારનુ સાપત્તીક સુખ ભોગવે છે જો આ ધનરેખા મધ્યમા આગુલીના તીજા પેરવાઉપર ગઈ હોય તો તે માણસ નિર્ધન થાય છે આ રેખા તપાસતી વખતે આ બીના ધ્યાનમા રાખની [ ધનરેખા મધ્યમા આગુળીના મૂળ સુધીજ ગઈ હોય તો ઉત્તમ સમજવી ] પણ આગળ વધીને મધ્યમા આગુળીના તીજા પર્વ ઉપર ચઢી હોય તો માણસ દરીદ્રી થાય છે ( જુવો આકૃતી ન ૬૫ )

૨ જો ધનરેખા આયુરેખામાથી નિકળી શનીના પર્વત ઉપર જાય તો (બીજા પ્રકારની ધનરેખા) તે માણસ સ્વપરાક્રમથી પરીશ્રમ, કષ્ટકરી ને ધન કમાય છે આવા માણસને વડીલોપાર્જીત મિલ્કત વારસો વિગેરે કઈ હોતો નથી આવો માણસ જો ગરીબ કુટુબમા જન્મેલો હોય તો પણ તેના સ્વપરાક્રમથી તેનો ઉદય અવસ્ય થાય છે

૩ જો ધન રેખા ચદ્રના પર્વત ઉપરથી નિકળી શનીના



આકૃતી ન ૬૫



આકૃતી ન ૬



આકૃતી ન ૬૭



આકૃતી ન ૬૮

પર્વત ઉપર ગઈ હોય તો ( ત્રીજા પ્રકારની ધનરેખા ) તે માણસની સ્થિતી દરીયાના ભરતી, ઓટની માફક ચડતી પડતી રહયા કરે છે આવા માણસના આયુષ્યમા ઘણા ફેરફાર થાય છે સ્થનાતર થાય છે પ્રવાસ પુષ્કળ થાય છે આવા માણસ ઉપર બીજા કોઈ વ્યક્તિનો પ્રભાવ હોય છે આવા માણસને લૉટરી, અથવા બીજાનુ કમાયેલુ ધન અથવા કોઈ સ્ત્રીનુ ધન મળે છે

આ ચદ્રના પર્વત ઉપરથી ઉદય થવાવાળી ભાગ્યરેખા જો ગુરૂના પર્વત ઉપર જાય તો શુભ લક્ષણ સમજવુ આવા માણસની સર્વ આકાક્ષા પૂર્ણ થાય છે તેની ઉન્નતી કુટુબી જનોથી ન થતા બાહેરના કોઈ પર પુરુષથી થાય છે

સ્ત્રીના હાથ ઉપર જો આવી રેખા ચદ્રના પર્વત ઉપરથી નિકળી ગુરૂના પર્વત ઉપર જતી હોય તો તે ધનવાન પુરુષની સ્ત્રી થાય છે અને ભવિષ્યમા ઉત્તમ સુખ અને કીર્તીને પામે છે

જો આવી ભાગ્યરેખા ગુરુના પર્વત ઉપર ન જતા સૂર્યના પર્વત તરફ જાય તો તે માણસ કલાકૌશલ્ય જાણનાવળો, બુધ્ધીમાન યશસ્વી અને ધનનો ઉપભોગ લેવાવાળો થાય છે આવો માણસ લોકપ્રિય થાય છે અને મિત્રોથીપણ ધનનો લાભ મેળવે છે

૪ જો ધનરેખા મગળના મેદાનમાથી નિકળી હોય તો તે માણસને પુષ્કળ સમયસુધી આપદાઓ વેઠવી પડે છે અને પછી સફળતા મળે છે

જો મગળના મેદાનમાથી ઉદય પામી ભાગ્યરેખા બુધના પર્વત ઉપર જાય તો તે માણસને વેપારથી અથવા શાસ્ત્રીય જ્ઞાનના પ્રભાવથી દ્રવ્યનો લાભ થાય છે અને તે માણસ શ્રીમાન થાય છે જો આવી રેખા શનીના પર્વત ઉપર ગઈ હોય તો તે માણસનુ બાલપણ ગરીબીમા જાય છે

જો આ ભાગ્યરેખા સૂર્યના પર્વત ઉપર જાય તો તે માણસ ગ્રથકર્તા થાય છે અથવા નાટક વિગેરે લખી તેનાથી દ્રવ્ય કમાય છે જો આવી ધનરેખા ગુરૂના પર્વત ઉપર જાય તો તે માણસ મેટો સન્માનનીય અને મહત્વાકાક્ષી થાય છે

ભાગ્યરેખા જો આયુરેખાના અદરના ભાગમાથી શુક્રના પર્વત ઉપરથી નિકળી આયુરેખાને છેદીને શનીના પર્વત ઉપર ગઈ હોય [ જુવો આકૃતી નબર ૬૬ ] તો તે માણસ બાલ્યાવસ્થામા પરતત્રમા રહે છે અને જે ઠેકાણે આ ભાગ્યરેખા આયુરેખાને કાપે છે તે ઠેકાણે જે વયેમાનનુ વર્ષ આવે તે વરસે તે માણસ સ્વતત્ર થાય છે

આવુજ ફળ જ્યારે ભાગ્યરેખા અને આયુરેખા અતી સમીપમા દેખાતી હોય ત્યારે સમજવુ

જો ભાગ્યરેખા આયુરેખાને મળેલી હોય તો તે માણસની પ્રકૃતી અવાર નવાર બગડે છે અને તેથી તે ના ઉમેદ રહે છે

જો ભાગ્યરેખા વચમા અટકી ગઈ હોય અને તે ઠેકાણેથી બીજી શાખા નિકળી હોય તો ( જુવો આકૃતી નબર ૬૭ ) જે વયેમાન વર્ષ ઉપર શાખા નિકળી હોય તે વરસે આયુષ્યમા ફેર ફાર થાય છે ઉપર જવાવાળી શાખા જે આગળી તરફ જાય તે પ્રમાણે ફળ મળે છે

લેહરાતી-કપાયમાન ભાગ્યરેખા હોય તો તે માણસની સ્થિતી અનિશ્ચીત હોય છે એક સરખી અવસ્થા હોતી નથી આવી રેખાવાળો માણસ કોઈ મોટુ કામ કરવા લાયક હોતો નથી દ્રઢતાના અભાવે તે પોતાની જીદગી બગાડે છે ( જુવો આકૃતી નબર ૬૮ )

આ ભાગ્યરેખા કપાયેલી, વકી ચુકી અથવા લેહરાતી-કપાયમાન હોય તો તે માણસથી ધનનો સચય થઈ શકતો નથી અને



આકૃતી ન ૬૯



આકૃતી ન ૭૦




આકૃતી ન ૭૧




આકૃતી ન ૭૨

કામ ધંધોપણ નિયમીત મળી શકતો નથી અને તેના જીવનમા મહત્વના ફેરફાર થયા કરે છે

ભાગ્યરેખાને આડી રેખાઓ કાપતી હોય તો ભાગ્યોદય થવાના માર્ગમા વિઘ્ન થયા કરે છે

ભાગ્યરેખા બેવડી-ડબલ હોય તો શુભ લક્ષણ સમજવુ તેનાથી ઉન્નતી થાય છે અને જો બીજી રેખા પ્રથમ રેખાના સમીપમા હોય તો જીંદગીમા ફેરફાર થયાવીનાજ અવસ્થામા ઉન્નતી થાય છે અને જો બીજી રેખા પ્રથમ રેખાથી અંતર ઉપર હોય અથવા ખડીત હોય તો અવસ્થામા ફેરફાર થાય છે ધંદો વિગેરે બદલવાથી ઉન્નતી થાય છે

જો ભાગ્યરેખા અંતઃકરણ રેખાને ઉલ્લંઘન કરી આગળ ગઈ હોય અને સ્પષ્ટ દેખાતી હોય તો તે માણસ પચાસ વર્ષની ઉમર થયા પછી દ્રવ્યનું સુખ ભોગવે છે

જગા જગાપર કપાયેલી, બેવડી ભાગ્યરેખા હોવાથી તે માણસને વધુ નુકસાન થતુ નથી, પણ જે ઠેકાણે રેખા કપાયેલી હોય તે વયોમાન વર્ષમા તેના જીંદગીમા મહત્વના ફેરફાર થયા કરે છે.

ભાગ્યરેખાના વચમા જો જવ-ટાપુનુ ચિન્હ હોય તો તે માણસની માનહાની થાય છે અને નોકરી ધંદોપણ છુટી જાય છે

જે સ્ત્રી, પુરૂષના ભાગ્યરેખાપર જવનુ— ટાપુનુ ચિન્હ હોય તે સ્ત્રી પુરૂષ પરસ્પર એક બીજાને જોતાજ તાત્કાળ વશ થઈ જાય છે

જો ધનરેખાના આરંભમા ટાપુનું ચિન્હ હોય તો તે માણસના જન્મ સમયમાજ કોઈ દુર્ઘર ભયાનક પ્રસંગ આવેલો હોય છે

ભાગ્યરેખાપર ટાપુનુ ચિન્હ હોય તો સુખહીન જીવન અને ભાગ્યહીન સ્ત્રી સાથે સબધ થાય છે

જો ભાગ્યરેખાપર તારાનુ ચિન્હ હોય તો તે માણસને વિશેષ ધનહાની થાય છે અને તેની ચિતા રહ્યા કરે છે શનીના પર્વત ઉપર ગયેલી ધનરેખાપર તારાનુ ચિન્હ હોય તો તે માણસનુ મરણ અકસ્માતથી થવાનુ ભય રહે છે ( જુવો આકૃતી ન ૬૯ )

ભાગ્યરેખામાથી શાખાઓ નિકળી ઉપરની તરફ જતી હોય તો જે વયોમાન વર્ષમા આવી શાખાઓ નિકળી હોય તે તે વરસે તે માણસની ઉન્નતી, સાહસ, બુધ્ધી, ઉદ્યોગમા સફળતા અને યશની પ્રાપ્તી થાય છે

જો ભાગ્ય રેખામાથી શાખાઓ નિકળી નિચેની તરફ જતી હોય તો જે વયોમાન વર્ષમા આવી શાખાઓ નિકળી હોય તે વરસે ધનની હાની અને અપયશ મળે છે

મણીબધમાથી સરળ ઉર્ધ્વરેખા નિકળી હોય [ નબર ૧ ની રેખા ] અને ચદ્રના પર્વત ઉપરની ભાગ્યરેખા આ રેખાને મળતી હોય તો તે માણસના વ્યવસાયમા ભાગીદાર હોય છે અને તે માણસને ભાગીદારીથી ફાયદો થાય છે તેમજ તેના સ્ત્રીનો પ્રભાવ તેનાપર પડે છે અને આવી રેખાવાળા પુરુષને સ્ત્રી તરફથી ધનનો લાભ થાય છે ( જુવો આકૃતી નબર ૭૦ )

જો આવી ચદ્ર ઉપરની ભાગ્યરેખા નબર ૧ ના ધન રેખાને ન મળતી હોય તો તે માણસને ધનવાળી સ્ત્રી મળવાનો યોગ આવવા છતા નિષ્ફળ જાય છે જો આવી રેખા નબર ૧ ની રેખાને કાપીને આગળ ગઈ હોય તો તે માણસને ભાગીદારીથી હાની થાય છે અને પોતાના સ્ત્રીસાથે બેમનાવ રહે છે

હાથ ઉપર બેવડી ધનરેખા હોય તો આયુષ્યમા અધીક સહાયતા મળે છે અને જો સ્ત્રીના હાથમા આવી બેવડી ધનરેખા હોય તો તે સ્ત્રી સ્વતંત્રતાવાળી હોય છે અને તે સ્ત્રીને પિતા તરફ થી ઉત્તમ પ્રકારનુ ધનસુખ મળે છે

ભાગ્યરેખાપર ક્રૉસનુ ફુલીનુ ચિન્હ હોય તો તે માણસના સ્થિતીમા અકસ્માત ફેર બદલ થાય છે જેથી કષ્ટ સહન કરવુ પડે છે

જો આવુ ક્રૉસનુ ચિન્હ ભાગ્યરેખા ઉપર ન હોય પણ રેખાના સમીપમા હોય તો માણસને કોઈ ધનીષ્ટ મિત્ર સબધી ઉપરોક્ત ભય પ્રાપ્ત થાય છે

જો ભાગ્યરેખા સાકળના જેવી હોય તો જીદગી દુ ખ કારક નિવડે છે અને જો આવી ભાગ્યરેખા મસ્તકરેખા ઉપર જઈ સમાપ્ત થતી હોય તો તે માણસના ભૂલનો પરીણામજ તેના દુ ખનુ કારણ થઈ પડે છે

શુક્રના પર્વત ઉપરથી એક રેખા નિકળી આયુરેખા અને ધનરેખાને છેદન કરતી હોય તો સ્ત્રીના સબધથી આત્મઘાત કરવાનો પ્રસગ આવે છે

જો ભાગ્યરેખાના ઉદયસ્થાનમા તારાનુ ચિન્હ હોય અને શુક્રના પર્વત ઉપર પણ તારાનુ ચિન્હ હોય તો તેના માતા-પિતા બાલ્યાવસ્થામાજ મૃત્યુ પામે છે

ધનરેખાના મુળમા તારાનુ ચિન્હ માતાપિતાને દુ ખ આપવા વાળા માણસના હાથમા હોય છે

સુર્યરેખા, ધનરેખા અને બુધની રેખા આ ત્રણ રેખાઓ કરતલમા મધ્યભાગ સુધીજ ન જતા જો અત કરણ રેખાના ઉપર

ગઈ હોય તો તે માણુસ ઉત્તમ પ્રકારનુ શારિરીક સુખ ભોગવવાવાળો પુત્રાદિ સતતીવાળો, મોટો ધનવાન, માન કીર્તિ અને વૈભવ ભોગવવાવાળો હોય છે

શ્રીમાન માણુસના હાથ ઉપર ચાર પ્રકારની ધનરેખાઓ જોવામા આવે છે એક મણીબધથી સીધી નિકળી મધ્યમા આગુલીના મુળ સુધી જાય છે બીજી આયુરેખામાથી નિકળી મધ્યમા અગુલીના મુળ સુધી જાય છે ત્રીજી ચદ્ર પર્વતના મધ્ય ભાગમાથી ઉદય પામી સૂર્યના પર્વત ઉપર જાય છે અને ચોથી સૂર્યરેખા મસ્તકરેખામાથી ઉદય થઈ સૂર્યના પર્વત ઉપર જાય છે

આવા પ્રકારની ચાર ધનરેખાઓ જે માણુસના હાથપર હોય તે માણુસ મોટો શ્રીમાન, જાગીરદાર, ભાગ્યવાન, યશસ્વી, સુખી, ઉત્તમ પ્રકારની કીર્તિવાળો, સતતી અને સપત્તીથી યુક્ત હોય છે

જો હાથ ઉપર ઉપરોક્ત ચાર પ્રકારની ધનરેખાઓ ન હોય અને નિચેના લક્ષણ હાથ ઉપર હોય તો પણુ માણુસ શ્રીમાન્ થઈ શકે છે

જેના હાથ ઉપર મસ્તકરેખા ડબલ–બેવડી હોય તે માણુસ શ્રીમાન્ થાય છે

સૂર્યના પર્વત ઉપર બે સીધી રેખાઓ હોય તો ધન અને સુખને આપવાવાળી હોય છે

મસ્તક તથા આયુરેખામાથી ડબલરેખા નિકળી સીધા શનિના પર્વત ઉપર ગઈ હોય તો અકસ્મીક ધનલાભ–લૉટરી વિગેરેથી ધન મળે છે જે માણુસના હાથમા ગુરૂના પર્વત ઉપર ક્રાસ અથવા તારાનુ ચિન્હ હોય તો તે માણુસને તેના વિવાહ સમયમા શ્વસુર તરફથી ધનનો લાભ થાય છે

મસ્તકરેખાપર શ્વેત રગનો બીદુ અથવા જવનુ ચિન્હ હોય

તો અકસ્મીક ધનલાભ થાય છે

મણીમ ધ ઉપરની રેખા સાકળી જેવી સપૂર્ણ હોય તો પરિશ્રમથી ધન કમાય છે

બન્ને હાથમા બુધના પર્વત ઉંચા ઉઠાનદાર હોય અને તેનાપર મસ્તકરેખામાથી ધનરેખા ગઈ હોય તો વેપારથી ધનનો લાભ થાય છે

જો ધનરેખા મણીમધથી નિકળી ગુરૂના પર્વત ઉપર ગઈ હોય તો તે માણુસ કાયદાના જ્ઞાનથી વકીલ, બેરીસ્ટર આદિનુ કામ કરવાથી ભાગ્યવાન અને શ્રીમાન થાય છે

મધ્યમા આગુલીના તિજા પેરાપર જો ત્રણુ અથવા ચાર સરળ રેખાઓ સ્પષ્ટ દેખાતી હોય અને મણીમધ ઉપર ક્રૉસ-ફુલીનુ ચિન્હ સ્પષ્ટ દેખાતુ હોય તો મૃત્યુપત્ર દ્વારા ધન મળે છે

મણીમધ ઉપર ત્રિકોણુનુ ચિન્હ હોય અને તેના સમીપમા મચ્છ ચિન્હ હોય તો તે માણુસ મોટો ધનવાન, બુધ્ધીવાન, પરોપકારી, ધાર્મીક, પ્રવાસી, તીર્થયાત્રાદિ પૂણ્યભુમીમા પ્રવાસ કરવાવાળો જ્ઞાની, કુટુબનો પાલનકર્તા અને પ્રસિધ્ધ પુરૂષ થાય છે

મણીમધમાથી એક ઉર્ધ્વગામીરેખા સરળ નિકળી કનિષ્ટીકા અને અનામિકા આગુલીના મધ્યભાગ સુધી જાય તો તે માણુસનો ભાગ્યોદય ઉત્તમ થાય છે



# THE LINE OF SUN.



## સુર્ય રેખા યશરેખા

### અથવા

## કીર્તી રેખાનુ વર્ણન.



આ રેખાપરથી માણુસની તેજસ્વીતા, યશ, કીર્તી અને કલાનો વિચાર થઈ શકે છે

૧ આ સુર્યરેખા મણીબંધમાંથી સરળ નિકળી હથેલીના મધ્યભાગમાંથી મંગળના મેદાનમાં થઈ સીધી સુર્યના પર્વત ઉપર જાય છે (જુવો આકૃતી નંબર ૭૧ માં ૧)

૨ આયુરેખામાંથી નિકળી સુર્યના પર્વત ઉપર જાય છે (જુવો આકૃતી નંબર ૭૧ માં ૨)

૩ ચંદ્રના પર્વત ઉપરથી નિકળી સુર્યના પર્વત ઉપર જાય છે. (જુવો આકૃતી નંબર ૭૧ માં ૩)

૪ મસ્તકરેખામાંથી નિકળી સુર્યના પર્વત ઉપર જાય છે જુવો આકૃતી નંબર ૭૨ માં ૧)

૫ અંતઃકરણ રેખામાંથી નિકળી સુર્યના પર્વત ઉપર જાય છે (જુવો આકૃતી નંબર ૭૨ માં ૨)

આ પ્રમાણે જુદે જુદે ઠેકાણેથી ધનરેખા પ્રમાણેજ આ સૂર્યરેખા પણ નિકળે છે ધનરેખા અને સૂર્યરેખામા ફરક એટલોજ છે કે ધનરેખા શનીના પર્વત ઉપર જાય છે અને રવીરેખા અનામિકા આગળીના નિચે સૂર્ય પર્વત ઉપર જાય છે

જો ધનરેખા હાથપર ન હોય તો તેનુ કામ આ સૂર્યરેખા કરે છે

જો આ સૂર્યરેખા સરળ, સ્પષ્ટ અને અખડીત હોય તો સપત્તી, એષઆરામ, અને યશ કીર્તી આપે છે

ભાગ્યહીન, નિર્ધન, અપયશી, અવિદ્વાન, મદબુધ્ધી અને અપ્રસિધ્દ પુરૂષના હાથ ઉપર આ સૂર્યરેખા જોવામા આવતી નથી જે માણુસના હાથઉપર આ સૂર્યરેખા હોય છે તે માણુસ ભાગ્યશાલી યશસ્વી, તીવ્રબુધ્ધીનો, વિદ્વાન, ધનવાન, ન્યાયી, કલાકુશળ અને રાજદરબારમા ઉત્તમ માનપ્રતીષ્ટાવાળો પ્રસિધ્દ પુરૂષ હોય છે આવો માણુસ ઉદ્યોગી, સતેજ અને કર્મદક્ષ હોય છે

આયુરેખા અને અતકરણુરેખા હાથઉપર ઉત્તમ પ્રકારની હોય અને રવીરેખા પણ સારા પ્રમાણુમા હોય અને બીજીરેખાઓ તથા બીજા ઉત્તમ ચિન્હો હાથઉપર ન હોય તો પણ તે માણુસ દીર્ઘાયુ થાય છે અને સતતી સપત્તી ભોગવે છે તે માણુસ વિદ્વાન હોઈ વકીલ અથવા બૅરીસ્ટર થાય છે રાજા મહારાજા, સરદાર, જાગીરદાર વિગેરે લોકોના હાથઉપર આ રેખા અવશ્ય હોય છે

રવીરેખા હાથઉપર હોવા છતા પણ જે માણુસ દુખી અને ઉત્તમ સ્થિતીમા હોતા નથી તે માણુસની આગળીઓ વાકી સુકી હોય છે અને કરતલ-હથેલીમા ખાડો પડેલો હોય છે ગુરૂ શુક્ર અને રવીના પર્વત ઉચા ઉઠાવદાર હોય અને ધનરેખા ઉત્તમ પ્રકારની હોય તો રવીરેખા સારૂ ફળ આપે છે આવા માણુસને કોઈ સગા સબધી તરફથી ઈસ્ટેટ વારસો વિગેરે મળે છે

વાણીજ્ય વેપારથી ધન મળશે એમ સમજવુ જો રાની તરફ આવી રેખા જાય તો જમીનથી, ખેતીવાડીથી ધન મળે છે

રવીરેખાને આડી રેખા કાપતી હોય તો ધન મેળવવામા વિઘ્ન નડે છે

રવીરેખા અને મસ્તકરેખા ઉત્તમ, સ્પષ્ટ અને લાબી હોય અને મધ્યમા અગુલી પ્રમાણ કરતા વધારે લાબી હોય તો તે માણસ સટ્ટાના વેપારમા કુશળ હોય છે અને શેર, ચાદી, કપાસ વિગેરે સટ્ટાના જે જે વેપાર છે તેમા વિચાર કુશળ હોય છે અને આવા માણસને સટ્ટાથી ઉત્તમ પ્રકારનો લાભ થાય છે અને તેથી ભાગ્યોદય થાય છે આવા માણસની મસ્તકરેખાનો અતભાગ ઉપરના તરફ ( બુધના તરફ ) ગયેલો હોય છે અને શનિના પર્વત ઉપર આયુરેખામાથી નિકળી બે સરળ રેખાઓ આવેલી હોય છે ( જુવો આકૃતી નબર ૭૨ મા ૩ અને ૪ )

રવીરેખાને ઉપરના ભાગમાથી અથવા મધ્યભાગમાથી ત્રણ શાખાઓ નિકળી એક શનિના પર્વત ઉપર બીજી રવીના પર્વત ઉપર અને ત્રિજી બુધના પર્વત ઉપર ગઈ હોય તો તે માણસ મોટો સપત્તીમાન, પ્રસિદ્ધ અને કીર્તીમાન થાય છે આ રેખામાથી નિકળનારી શાખાઓ ઉર્ધ્વગામી હોય તો અનન્ય સુખ સપત્તી અને ઉચ્ચ પદદાયક હોય છે ( જુવો આકૃતી નબર ૭૩ મા ૧, ૨ અને ૩ )

આ રવીરેખા રાતા રગની હોય તો ઉત્તમ, પિળારગની હોય તો મધ્યમ, અને કાળા રગની હોય તો કનિષ્ટ સમજવી

આ રવીરેખા જો અતકરણ રેખામાથી નિકળી રવીના પર્વત ઉપર ગઈ હોય તો તે માણસ મધ્યમ અવસ્થા પછી ઉત્તર વયમા પગરખી થાય છે અને દ્રવ્યોપાર્જન કરે છે આવો માણસ સુખી સુસ્વભાવી, પરિશ્રમ કરવાવાળો, પરોપકારી, સદ્વ્યય કરવાવાળો રૂપ શીલ અને અલ્પ સતાની હોય છે

રવીરેખા ઉપરથી મનુષ્ય દ્રવ્ય સચય કરનાનાળો છે કે ઉડાવુ છે તે સમજી શકાય છે

મસ્તકરેખા જેના હાથઉપર સિધી અને લાબી હોય છે તે માણસના હાથઉપર બહુત્રા રવીરેખા હોય છેજ

મસ્તકરેખા અને રવીરેખા હાથ ઉપર ઉત્તમ પ્રકારની હોય તો તે માણુસ દીર્ઘદષ્ટીવાળો, વિચારવાન હોય છે આ રેખાઓનો હાથઉપર અભાવ હોય તો માણુસ દરિદ્રી હોય છે આવો માણુસ મોટો ખર્ચાળુ અને દ્રવ્યની બેપર્વા કરવાનાળો હોય છે આ કારણુથી તેનાપાસે દ્રવ્યસગ્રહ હોતો નથી

જો રવીરેખા મગળના રેખામાથી ( આયુરેખાના અદરની રેખા ) નિકળતી હોય તો તે માણુસને કોઈ પ્રેમી સ્ત્રી તરફથી અથવા વિવાહીત સ્ત્રીના તરફથી ઉત્તમ પ્રકારનો ધનલાભ થાય છે આ રેખાને કોઈ બીજી રેખા આવીને મળતી હોય તો બીજા માર્ગથી ધન લાભ થવાનો સભવ હોય છે ( આકૃતી નબર ૭૩ મા ૪ )

જે માણુસના હાથ ઉપર આ રવીરેખા જગા જગાપર કપાયમાન અથવા કપાયેલી દેખાતી હોય અને અનામિકા અગળી જો મધ્યમા અગળી કરતા વધારે લાબી હોય તો સટ્ટાના વેપારથી તે માણુસને હાની થાય છે જો આ રવીરેખા મધ્યભાગમા ડબલ હોય તો જે વયોમાન વર્ષમા ડબલ દેખાતી હોય તે વરસમા લૉટરી વિગેરે આકસ્મીક કારણુથી ઓચીતો લાભ થાય છે



# THE LINE OF HEALTH

## આરોગ્ય દર્શક રેખાનુ વર્ણન.

### સ્વાસ્થ્ય રેખા, આરોગ્ય રેખા,

અથવા

— બુધની રેખા —

આ આરોગ્યરેખાનો ઉદય બહુધા બે ઠેકાણેથી થયેલો જોવામા આવે છે (૧) આયુરેખાના મુળમાથી નિકળી કરતલના–હથેલીના મધ્યભાગમા થઈને સીધી બુધના પર્વત ઉપર જાય છે (૨) આયુ-રેખાથી છુટી થઈ ને હથેલીના વચમાથી સીધી બુધના પર્વત ઉપર જાય છે [ જુવો આકૃતી નબર ૭૪ ]

આ આરોગ્ય દર્શક રેખા કેટલાક માણુસોના હાથ ઉપર જન્મથીજ હોય છે અને કેટલાક માણુઓના હાથ ઉપર તેમની પ્રકૃતીમા સુધારો થયા પછી અથવા વેપારમા યશ પ્રાપ્તી થવાનો ઉદય કાળ આવે છે તે વખતે જોવામા આવે છે

આ આરોગ્ય દર્શક રેખા સર્વ માણુસોના હાથ ઉપર હોય છેજ એવો કઈ નિયમ નથી આ રેખા હાથ ઉપર ન હોય તોજ સારુ ફળ મળે છે તે માણુસનુ આરોગ્ય સારૂ હોય છે આ રેખા હાથ ઉપર ન હોવાથી તે માણુસ પુષ્ટ અને મજબુત બાધાનો હોય છે

જો આ આરોગ્ય દર્શક રેખા હાથ ઉપર હોય તો તે મીઠા




આકૃતી ન ૭૩




આકૃની ન ૭૪




આકૃતી ન ૭૫




આકૃતી ન ૭૬

દેખાતા હોય તો તે માણસ કલ્પક અને સર્વ સુખભોગવાવાળો હોય છે

## ચદ્ર શનીના પર્વત.

જો ચદ્ર અને શનીના પર્વત હાથ ઉપર અન્ય સર્વ પર્વતો કરતા અધીક ઉન્નત હોય તો તે માણસ બીકણ હોય છે તેનામા કલ્પનાશક્તીનો અભાવ હોય છે અને શિલ્પકળામા અન ભિજ્ઞ હોય છે

## તારાનુ ચિન્હ.

જો ચદ્રના પર્વત ઉપર તારાનુ ચિન્હ હોય તો તે માણસ રેગગ્રસ્ત હોય છે અથવા પાણીમા ડુબવાથી મૃત્યુનો ભય હોય છે

## ક્રૉસનુ ચિન્હ.

ચદ્રના પર્વત ઉપર ક્રૉસનુ ચિન્હ હોય તો તે માણસ અસત્યવાદી અને ઠગ હોય છે અને તેને સમુદ્રમા અથવા જલમા મૃત્યુ થવાનો ભય હોય છે

## ત્રિકોણનુ ચિન્હ.

ચદ્રના પર્વત ઉપર ત્રિકોણનુ ચિન્હ હોય તો તે માણસને ગુપ્ત વિદ્યાનુ જ્ઞાન અને અતર્જ્ઞાની હોય છે

## વર્તુળનુ ચિન્હ

ચદ્રના પર્વત ઉપર વર્તુળનુ ચિન્હ હોય તો તે માણસ કોઈસાથે લડતી વખતે ક્રોધના આવેશમા કોઈનુ ખુન કરી બેસે છે માટે આવા માણસે વિવાદના સમયમા પોતાની પાસે કોઈ શસ્ત્ર ન રાખવુ ઉચિત છે

## ચતુષ્કોણનુ ચિન્હ.

જો ચતુષ્કોણનુ ચિન્હ ચદ્રના પર્વત ઉપર હોય તો તે માણુસ અનેક સકટમાથી નિર્મુક્ત થાય છે

## યવ, બીદુ, જાળીનુ ચિન્હ.

ચદ્રના પર્વત ઉપર યવ, બીદુ અને જાળીનુ ચિન્હ હોય તો અશુભ ફળ દાયક સમજવુ અને જાળીનુ ચિન્હ ચદ્રના પર્વત ઉપર હોય તો તે માણુસને અસતોષ, ઉદાસીનતા, ચિતા, ભય ભાગ્યહાની અને દુખ થાય છે જો આ જાળીનુ ચિન્હ સ્ત્રીના હાથ ઉપર ચદ્રના પર્વત ઉપર હોય તો તે સ્ત્રીને હિસ્ટેરિયા રોગ થાય છે અને સ્ત્રી વ્યભિચારિણી હોય છે

આયુ રેખામાથી શાખા નિકળી ચદ્રના પર્વત ઉપર ગઈ હોય તો તે માણુસ દત્તક જાય છે અને તેથી સપત્તીનો લાભ થાય છે

ચદ્રનો પર્વત ઉચો ઉઠાવદાર હોય, કરતલનો ભાગ કઠણ હોય, અને અગુલીઓના પર્વ મોટા હોય તો તે માણુસ મોટા મોટા કામ કરવાવાળો, સ્વચ્છદી, મૂર્તીપૂજક, અને વિચારમગ્ન હોય છે

જો ચદ્રના પર્વત ઉપર એક આડી રેખા હોય તો તેને ભવિષ્યમા ઉત્પન્ન થનારા સકટોની સૂચના અને તેના નિવારણુના ઉપાયની માહિતી મળે છે આવી આડી રેખા ત્રણ કરતા અધીક હોય તો તે માણુસ તેના વ્યવસાય સબધી સત્યફળ મળવાના શુભાશુભ ફળ સૂચક સ્વપ્ન જોયા કરે છે

જો ચદ્રના પર્વત ઉપર ઝીણી ઝીણી પુષ્કળ રેખાઓ હોય તો તે માણુસનુ મગજ બગડવાનો સભવ હોય છે

## શુક્ર વર્ગ વાળા માણુસ.

અંગુષ્ટના મુળમા આયુરેખાની અંદર મણીબંધસુધી શુક્રનો પર્વત હોય છે સર્વ પર્વતોમા શુક્ર પર્વતનો વિસ્તાર અધીક હોય છે ( જુવો આકૃતી ન ૯૧ )

જે માણુસના હાથ ઉપર અન્ય સર્વ પર્વતો કરતા શુક્રનો પર્વત અધીક ઉન્નત દેખાતો હોય તો તે માણુસ શુક્રવર્ગવાળો હોય છે આવા માણુસ ઉપર શુક્રનો પ્રભાવ અધીક પડે છે

શુક્ર વર્ગવાળા માણુસ સાધારણ ઉંચા, નાજુક કદના, અને સુંદર હોય છે ત્વચા સફેદ અને મુલાયમ હોય છે ચેહરો ગોળ, આંખો મોટી સ્વચ્છ, ભુરારંગની અને પાણીદાર હોય છે ભવા સુંદર, નાક નાનુ સુડોલ હોય છે મુખ નાનુ અને સુંદર, હોઠ રાતા રંગના હોય છે દાત નાના સફેદ અને સમ હોય છે ગાલ ગોળ, મુલાયમ અને ગુલાબી હોય છે હાસતી વખતે તેમા ખાડા પડે છે વાળ લાંબા, કાળા અને મુલાયમ હોય છે કાન નાના, સુડોલ અને મસ્તકના સમીપમા હોય છે વાણી મધુર અને આકર્ષક હોય છે

### સ્વભાવ.

શુક્રવર્ગવાળા માણુસ હસરા મુખવાળા, હમેશા આનંદી, નિરોગી, એશઆરામ ભોગવાવાળા, વિલાસપ્રીય અને કામી પુરૂષ હોય છે શુક્રના પ્રભાવવાળા સ્વચ્છંદી, પરોપકારી સહાનુભૂતિવાળા, બીજાને આકર્ષણ કરવાવાળા પ્રશંસા કરવાથી પ્રસન્ન થવાવાળા હોય છે

### રૂચી વ્યવસાય.

શુક્ર વર્ગવાળા માણુસ સંગીતજ્ઞ, સૂત્રધાર, ચિત્રકાર ઝવ્હેરી, ગોટાકીનારી રેશમીવસ્ત્રાદિનો સંગ્રહ કરવાવાળા, સુગંધી

અને પુષ્પોમા આનદ માનવાવાળા, હોય છે ગુનાખી, અરમાની, પીળોરગ પસદ કરે છે સગીતમા સમ કરતા મધુર રાગ પસદ કરે છે અને વાદ્યમા સારગી પ્રીય હોય છે

શુક્રનો પર્વત પ્રમાણ કરતા અતિ ઉચો હોય તો તે માણસ સ્વાર્થી, વિષયી, વસ્ત્ર અને ખાનપાનનો શોખીન અને વિષયાસક્ત હોય છે

## શુક્ર ગુરૂનો પર્વત.

જો શુક્ર અને ગુરુના પર્વત અન્ય સર્વ પર્વતો કરતા અધીક ઉચા દેખાતા હોય તો તે માણુસ સમાજમા પ્રતિષ્ટાવાન થવાનુ અને પોતાની પ્રશસા થવાનુ પસદ કરે છે

## તારાનુ ચિન્હ.

શુક્રના પર્વત ઉપર તારાનુ ચિન્હ જમણા હાથ ઉપર હોય તો તે માણુસના પિતાનો મૃત્યુ નાનપણુમા થયો છે એમ સમજવુ

જો તારાનુ ચિન્હ ડાબા હાથ ઉપર હોય તો તેના માતાનો મૃત્યુ નાનપણુમા થયો છે એમ સમજવુ

## ક્રૉસનુ ચિન્હ.

જો શુક્રના પર્વત ઉપર મોટુ અને સ્પષ્ટ ક્રૉસનુ એકજ ચિન્હ હોય તો તે માણુસ વિશેષ વ્યભિચારી હોતો નથી પણ એકજ સ્ત્રીના પ્રેમપાશમા ફસાયેલો હોય છે અને તેને પ્રીતી સબધી કાર્યમા દુખ થાય છે આવુ ક્રૉસનુ ચિન્હ શુક્રના પર્વત ઉપર કોઈ અન્ય રેખાપર પડયુ હોય તો તે રેખાદ્વારા પ્રદર્શિત પુરૂષ અથવા પદાર્થની હાની સૂચક સમજવુ

## ત્રિકોણનુ ચિન્હ.

જો શુક્રના પર્વત ઉપર ત્રિકોણનુ ચિન્હ હોય તો તે માણસ ગણિતશાસ્ત્રમા નિપુણ હોય છે અને આવો માણસ કોઈ સાથે ખરૂ પ્રેમ રાખતો નથી કેવળ પૈસાના સ્વાર્થ ખાતર કોઈ સ્ત્રી સાથે પ્રેમ રાખવાવાળો સસારિક વ્યવહાર કુશળ હોય છે

## ચતુષ્કોણનુ ચિન્હ.

શુક્રના પર્વત ઉપર જો ચતુષ્કોણનુ ચિન્હ સ્પષ્ટ અખડીત અને ઉત્તમ પ્રકારનુ હોય તો તે માણસ કોઈ સ્ત્રીના પ્રેમ પાશના સકટથી માનહાની થવાના પ્રસગની આપત્તીમાથી બચી જાય છે

## યવ, વૃત્ત, બીદુ, જાળીનુ ચિન્હ.

શુક્રના પર્વત ઉપર યવનુ ચિન્હ હોય તો તે માણસનો કોઇ પરમ હિતચિતક ઉપયોગી માણસ તેનાથી અપ્રસન્ન રહે છે

## જાળીનુ ચિન્હ.

શુક્રના પર્વત ઉપર કોઈપણ સ્થાને જાળીનુ ચિન્હ હોય તો તે માણસ વ્યભિચારી, દાભિક, અને મલીન હોય છે તેને કારાગ્રહવાસની અને પાગલખાના વિગેરેમા પુરવાની ભિતી હોય છે આ જાળીનુ ચિન્હ સાધારણ હોય તો તે માણસ ગુપ્ત માર્ગથી અન્ય સ્ત્રી સાથે સબધ રાખવાવાળો હોય છે

શુક્ર પર્વત ઉપરનુ સર્વસ્થાન આડી, ઉભી અને ઉડી રેખાઓથી વ્યાપ્ત થયુ હોય અને તેનાથી વિસ્તૃત લાબી ચોડી જાળી જેવુ ચિન્હ દેખાતુ હોય અને સૂર્યનો પર્વત પણ ઉચો હોય તો તે માણસ ઉત્તમ ગાયક અથવા નાટકમા કામ કરવાવાળો નટ હોય છે

આવો માણસ ગાયન કલાના યોગથી લોકોમા માન પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિ પામે છે

જો શુક્રના પર્વત ઉપર નાની, ચુકી પુષ્કળ રેખાઓ હોય તો તે માણસ સસારિક વિકારયુક્ત, ચચળ, વિષયી, વિલાસી અને સુખેચ્છુ હોય છે

શુક્રના પર્વત ઉપરથી એક રેખા નિકળી આયુરેખા, મસ્તક રેખા અને અતકરણ રેખાને છેદન કરી બુધના પર્વત ઉપરની આ રેખાને મળતી હોય તો તે માણસનો તેના સ્ત્રી ઉપર પ્રેમ હોતો નથી અને તે દમ્પતી અજન્મ વિભક્ત રહે છે અને જો આ રેખા અતકરણ રેખાને મળતી હોય તેને છેદન કરી આગળ ન જતી હોય તો તે દમ્પતીમા પ્રેમ સબધ સારો હોય છે અને સ્ત્રી દ્વારા તેને સપત્તીનો લાભ થાય છે

મણીબધથી નિકળી એક ઉર્ધ્વરેખા શુક્રના પર્વત ઉપર ગઈ હોય તો તે માણસને સતતી અને સપત્તીનુ ઉત્તમ સુખ મળેછે

શુક્રના પર્વતપરથી એક ઉર્ધ્વ રેખા નિકળી આયુ રેખાને કાપીને ગુરુના પર્વત ઉપર જાય તો તે માણસ ઉદાર, કર્મલીન, અને દેવધર્મ ઉપર શ્રધ્દા રાખનાવાળો હોય છે

શુક્રના પર્વત ઉપરથી એક આડી રેખા નિકળી આયુ રેખા અને મસ્તક રેખાને છેદન કરતી હોય તો તે માણસના કુટુબી પ્રિયજનની મૃત્યુ સૂચક હોય છે અથવા તેના સ્ત્રીનો મૃત્યુ થાય છે.

શુક્રના પર્વત ઉપર તારાના સદૃશ ચિન્હ હોય અને તેમાથી એક રેખા નિકળી આયુરેખાને છેદન કરતી હોય તો તે માણસના નિકટના સબધી ( માતા, પિતા, દાદા, ભાઈ વિગેરે ) નો મૃત્યુ

થાય છે આ રેખા ધન રેખાને છેદન કરતી હોય તો તે માણુસને ધન હાનીનુ દુખ સહન કરવુ પડે છે

જો આની રેખા ધન રેખાને મળતી હોય તો મૃત પુરૂષની સપત્તીનો લાભ થાય છે



# પ્રકરણ ૧૩ મું

## આંગળીઓનુ વર્ણન.

માણુસના દરેક હાથમા પાચ આગળીઓ હોય છે પ્રથમ આગળી તર્જની અથવા ગુરૂની આગળી બીજી આગળી મધ્યમા અથવા શનિની આગળી તીજી અનામિકા અથવા રવિની આગળી ચોથી કનિષ્ટીકા અથવા બુધની આગળી અને પાચમી આગળી અગુષ્ટ જે સર્વ આગળીઓનો નાયક કહેવાય છે ( જુવો આકૃતી ન ૯૨ ) આગળીઓના સહાયથીજ સસારનુ—હાથનુ કામ સુખ પૂર્વક થઈ શકે છે

### લાબી આગળીઓ. ( લૉગ ફીંગર્સ )

હાથ તરફ જોનાથી લાબી આગળીઓ તરતજ સમજી શકાય એવી હોય છે તે છતા સરળ સમજી શકાય એવી પધ્દતી એ છે કે હાથની આગળીઓ મણીમધ્ર તરફ વાળનાથી તે ક્યા સુધી પોચી શકે છે તે પરથી આગળીઓ ટુકી છે કે લાબી છે તેનો નિર્ણય થઈ શકે છે

આગળીઓ મણીમધ તરફ વાળવાથી ગુરૂની આગળી સર્વ આગળીઓ કરતા ટુકી દેખાય છે મધ્યમા આગળી—શનીની આગળી મધ્યમ દેખાય છે ( જો કે શનીની આગળી સર્વ આગળીઓમા લાબી હોય છે ) અને રવીની આંગળી સર્વ આગળીઓ કરતા આગળ પડતી દેખાય છે જો આ રવીની આગળી મણીબધના પ્રથમ રેખાને સ્પર્શ કરે તો આગળીઓ લાબી છે એમ સમજવુ

લાંબી આંગળીઓવાળા માણસ બોલવામા તથા કામ કરવામા ધીમા હોય છે અને કોઈપણ વાતનો નિર્ણય શીઘ્ર કરી શકતા નથી આવા માણસ દરેક વાત વિસ્તાર પૂર્વક કરવાના પ્રેમી અને સનાથી મીજાજના હોય છે અને બહુવા બેચેન રહે છે પોતાના મીજાજ અને શાંતિ પ્રિયતાના કારણથી બીજાને ચીડાની દે છે આવા માણસ દરેક વસ્તુનો અતિસૂક્ષ્મરિતીથી નિરીક્ષણ કરવાવાળા હોય છે ચાલુ રીતિરિવાજ ન પાળવાવાળાના વ્હેરી હોય છે આવા માણસ પ્રતિષ્ઠિત અને સન્માનનીય હોવા છતા ક્ષણ ભરમા નારાજ થઈ જાય છે તેમની ઈચ્છાનુકુળ ખુશામતની વાતો તેમની સાથે કરવા છતાપણુ પ્રસન્ન થતા નથી લાંબી આંગળીઓ વાળા માણસ વિશ્વાસ કરવા લાયક હોતા નથી આવા માણસ એવી ભાષા બોલવાવાળા હોય છે કે જેના બે અર્થ થાય અસત્ય વકતા અને ઢોંગી હોય છે કોઈ વાતને પ્રત્યક્ષ પ્રમાણથી સમજવા છતા તે કામ બગાડી નાખવાવાળા હોય છે

## ટુકી આંગળીઓ ( શૉર્ટ ફીંગર્સ )

હાથ તરફ જોવાથી ટુકી આગળીઓ તરતજ સમજી શકાય એવી હોય છે આગળીઓ મણીબંધ તરફ વાળવાથી શુક્રના પર્વત સુધીજ જતી હોય તો ટુકી આગળીઓ સમજવી

ટુકી આગળીઓવાળા માણસ દરેક કામ શીઘ્રતાથી કરવાવાળા અને તીવ્ર બોલવાવાળા હોય છે આવા માણસ ચાલાક, સાહસી, સકુચીત સ્વભાવના, અને કોઈ વાત મનમા આવતાની સાથેજ તત્ક્ષણ કામને આરંભ કરવાવાળા હોય છે ક્ષુદ્ર નાની નાની બાબતો તરફ ધ્યાન આપવુ તેમને પસંદ હોતુ નથી તેઓ સર્વે વાતનો વિચાર અવશ્ય કરશે પણ તેના ભિન્ન ભિન્ન ભાગનો વિસ્તાર ન કરતા સંક્ષેપમાજ તેનો મતલબ સમજવાવાળા હોય છે તેવો




આકૃતી ન ૯૨

આયુષ્યની અને અન્ય બહારના દેખાવની બીલકુલ પર્વા ન કરનારાવાળા હોય છે તેમની લેખન શૈલી સક્ષિપ્ત હોય છે ખરી પણ વિસ્તૃત તાત્પર્યની દર્શક અને ગભીર હોય છે

## જાડી આગળીઓ ( થિક ફીંગર્સ )

જે માણસના હાથની આગળીઓ પુષ્ટ-જાડી હોય તે માણસ એશઆરામ ભોગવવાવાળો, પ્રસન્નચિત્ત હોય છે આના માણસની હથેલી કઠણ હોય તો સુખ મળવાની સભાવના હોતી નથી જો હથેલી નરમ હોય તો સુખ મળે છે

## બહિર્નત આગળીઓ.

જે માણસના હાથની આગળીઓ હથેલીના પાછળના ભાગ ( કરપૃષ્ટ ) તરફ વળેલી હોય તે માણસ સમજદાર, હોશીયાર અને ઉડાઉ—વિશેષ ખર્ચ કરવાવાળો હોય છે આના માણસની આગળીઓ નરમ—લચલચી હોય છે

## અતર્નત આગળીઓ.

જે માણસના હાથની આગળીઓ હથેલી—કરતલ તરફ વળેલી હોય તે માણસ કાર્ય તત્પર હોય છે આવો માણસ કોઈ પણ કામ અથવા વ્યવસાયને આરભ કર્યા પછી સહજમા ન છોડનારાવાળો હોય છે આવો માણસ ધન એકત્રિત કરવાના સ્વભાવનો હોય છે પણ કૃપણ હોતો નથી

## વાકી આગળીઓ.

જે માણસના હાથની આગળીઓ વાકી હોય તે માણસનુ હૃદય અને મગજ સરળ હોતુ નથી આવો માણસ નિર્દય, જુનમી અને ખુની સ્વભાવનો હોય છે

## આંગુલીઓના વચલુ અતર.

સલગ્ન આગળીઓ—હાથ ઉવાડો કરી આખની સામે ઉંચો ધરી જોવાથી આગળીઓ એક બીજાથી અળેલી દેખાય-આગળીઓના વચમા અન્તર ન દેખાય તો તે માણસ સંકોચશીલ, વ્યવસ્થિતરિતે ખર્ચ કરવાવાળો અને બીજાના સમ્મતીથી ચાલવાવાળો હોય છે

## વિરલાંગુલી.

આગળીઓને મેળવવાથી આગળીઓના વચમા અન્તર દેખાતુ હોય તો તે માણસ હોશીયાર, લોકાચાર ન માનવાવાળો અને પોતાના વિચારથી કામ કરવાવાળો હોય છે

અગુષ્ટ અને તર્જની આગળીના વચમા જો વિશેષ અન્તર હોય તો તે માણસ ઉદાર અત કરણનો અને પોતાના ઇચ્છા શક્તીથી કામ કરવાવાળો હોય છે

જો તર્જની અને મધ્યમા આગળીના વચમા અન્તર અધીક હોય તો તે માણસ સ્વતત્ર વિચારનો હોય છે

મધ્યમા અને અનામિકા આગળીના વચમા અતર અધીક હોય તો તે માણસ સ્વતત્રતાપૂર્વક રેહવાવાળો હોય છે

અનામિકા અને કનિષ્ટિકા આગળીના વચમા અન્તર અધીક હોય તો તે માણસ સ્વતત્ર કાર્ય કર્તા હોય છે

જો આ આગળીઓના વચમાનુ અન્તર જમણા હાથની આગળીઓમા ન હોય અને કેવળ ડાબા હાથની આગળીઓમાજ અન્તર દેખાતુ હોય તો તે માણસ સ્વય પોતાની ઉપર ભરોસો ન રાખવાવાળો હોય છે અને જો ડાબા હાથની આગળીઓ કરતા જમણા હાથની આગળીઓમાજ અન્તર દેખાતુ હોય તો તે માણસ સ્વતત્ર અને આત્મનિષ્ઠાવાન હોય છે.

## એક આગળી બીજી આગળી તરફ વળેલી હોય તેનું ફળ.

એક આગળી બીજી આગળી તરફ વળેલી હોવાથી વિશેષ ગુણ પ્રગટ થાય છે જે આગળી બીજી આગળી તરફ વળેલી હોય તેનો પ્રભાવ બીજી આગળી ઉપર પડવાથી તે આગળીના ગુણ-સ્વભાવમા ન્યૂનતા આવે છે અને જેના ઉપર પ્રભાવ પડે છે તે આગળીના સ્વભાવમા ફેરબદલ થાય છે ( પર્વતોના જે ગુણ સ્વભાવ બતાવેલા છે તેજ ગુણ તે આગળીના સમજવા )

જો તર્જની આગળી મધ્યમા આગળી તરફ વળેલી હોય તો તર્જની ગુરૂની આગળીના જે ગુણ ( મહત્વાકાંક્ષા, આગેવાની, હુકમત વિગેરે ) છે તેમા ન્યૂનતા આવે છે આવા માણસની મહત્વાકાંક્ષા સફળ થતી નથી આવો માણસ ભાગ્યના ભરોસાપર રહેવાવાળો હોય છે

મધ્યમા આગળી સૂર્યની આગળી( અનામિકા ) તરફ વળેલી હોય તો માણસ અવિચારી, વાચાળ અને કળા પ્રિય હોય છે

જો અનામિકા આગળી કનિષ્ઠિકા આગળી તરફ વળેલી હોય તો તે માણસ વ્યવહારજ્ઞાન જાણવાવાળો અને ઈજિનિયરીંગ કામને યોગ્ય હોય છે

## આગળીઓના મુળ.

હથેળીના અગ્ર ભાગમા આગળીઓના મળ એક લાઈનમા સરળ હોય તો તે માણસ દરેક કામમા યશસ્વી થાય છે આવો માણસ શાંત સ્વભાવનો અને પોતાના મનોવિકાર ઉપર કાબુ રાખ વાવાળો હોય છે

ગુરૂની આગળી ( તર્જની ) મળમા એક લાઈનમા ન હોય

અને નિચે હથેલીમા દબાયેલી હોય તો તે માણુસ શાસન કરવાને અને નેતા થવાને લાયક હોતો નથી

આ પ્રમાણે દરેક આગળી બાબત સમજવુ આગળી નિચે દબાયેલી હોય તો તે આગળીના ગુણમા ન્યૂનતા—ખામી આવે છે અને જો આગળી High Set ઉંચી—ઉન્નત હોય તો તેના ગુણમા વધારો થાય છે

## ગુરૂની આંગળી.

| લાબી | અતી લાબી |
|---|---|
| મહત્વાકાક્ષા આગેવાની<br>હુકુમત, શાશનકર્તા.<br>સૃષ્ટીપ્રેમ | જુલમી, જબરજસ્ત<br>ધમેડી |

| ટુકી. | વાકી. |
|---|---|
| હુકુમત કરવાને અયોગ્ય<br>અશાશન કર્તા. | મહત્વાકાક્ષા અને<br>હુકુમતની ખામી |

## શનીની આંગળી.

| લાંબી. | અતી લાબી. |
|---|---|
| સમજશ, એકાતવાસપ્રિય | અસ્વસ્થતા. |

| ટુકી. | વાકી. |
|---|---|
| હલકાપણુ છિચોરુ | ઉદાસ, ચિતાતુર |

## સૂર્યની આંગળી.

| લાંબી. | અતી લાંબી. |
|---|---|
| કલાભિજ્ઞ, કીર્તીવાન | સટ્ટાબાજ ( જુગારેચ્છુ ) કીર્તીની ઉત્કટ ઇચ્છા |

| ટુકી. | વાંકી. |
|---|---|
| અલૌકીક, કલાતરફ અપ્રીતિ | પ્રસિદ્ધી પામવાના ઇચ્છાની ખામી |

## બુધની આંગળી.

| લાંબી. | અતી લાંબી. |
|---|---|
| માનસિકશક્તી, પ્રભાવ અને વક્તૃત્વશક્તી ધરાવનાર | અતી ચતુર, ઠગ |

| ટુકી | વાંકી |
|---|---|
| ધારણા શક્તીની ખામી પ્લૅન ગદનવાળો | વક્તૃત્વની ખામી સહજમા બીજાનો પ્રભાવ પડે એવો |

### આગળીઓના પર્વ ( પેરવા )

પ્રત્યેક આગળીના ત્રણ ભાગ હોય છે તેને પેરવા કહે છે જે ભાગમા નખ હોય છે તે પ્રથમ પર્વ તેના નિચે દ્વિતીય પર્વ અને તેના નિચેના ભાગને તૃતીય પર્વ કહે છે ( જુવો આકૃતી ન ૯૩ )

આગળીના પ્રથમ પેરવા પરથી માનસિક શક્તીનો વિચાર થાય છે

આગળીના બીજા પેરવાપરથી તર્કશક્તીનો વિચાર થાય છે

આગગીના તિજા પેરવાપરથી આધિભૌતિક ( શરીર સુખોપભોગ ) નો વિચાર થાય છે

જે માણુસની સર્વ આગળીઓના પ્રથમ પેરવા લાંબા જાડા અને પૂર્ણ હોય તો તે માણુસ દરેક કામ બુદ્ધીપૂર્વક કરવાવાળો હોય છે

જે માણુસની સર્વ આગળીઓના બીજા પેરવા લાંબા અને જાડા હોય તે માણુસ દરેક વિષયનો સાધક બાધક અને ધ્યાનપૂર્વક વિચાર કર્યા વિના કોઈ કામમા ન પડવાવાળો હોય છે

જે માણુસની સર્વ આગગીઓના તિજા પેરવા લાંબા અને જાડા હોય તો તે માણુસ ખાનપાન, પેહગવમા ( શારીરીક ભોગ વિલાસ ) અધીક પ્રીતિ રાખવાવાળો હોય છે

## પેરવાના સધી ( ગાંઠ )

આગુળીના બે પેરવાના મધ્યભાગને સધી—ગાઠ કહે છે દરેક આગળીને ત્રણ સધી હોય છે ( જુવો આકૃતી ન ૯૩ )

પ્રથમ સધી ( જે નખના નિચેના પેરવામા હોય છે ) પુષ્ટ હોય તો તે માણુસ બુધ્ધીવાન હોય છે આવો માણુસ દરેક કામ બુધ્ધીપૂર્વક કરવાવાળો હોય છે

દ્વિતીય સધી જો પુષ્ટ અને જાડી હોય તો તે માણુસ ચિકિત્સક સ્વભાવનો હોય છે આવો માણુસ દરેક કામ વિચાર પૂર્વક કરવાવાળો હોય છે પ્રત્યેક વિષયનુ પૃથક્કરણુ કરી વિચાર કરવાવાળો હોય છે

તૃતિય સધી પુષ્ટ અને જાડી હોય તો તે માણુસ ગ્રહકાર્યમા દક્ષ અને નિયમીત કાર્ય કરનારાળો હોય છે

જો આગળીના સધીમા ગાઠનો અભાવ હોય ( Smooth Fingers ) તો તે માણુસ શીઘ્રતાથી કામ કરનારાળો હોય છે આવા માણુસને કળા, વિજ્ઞાનની અભિલાષા હોય છે પરતુ તેનુ કામ કાલ્પનિક, લેહરી તર્ક અને મન પ્રેરણાને આધીન હોય છે આવા માણુસમા સારાસાર વિચાર શક્તીનો અભાવ હોય છે આવો માણુસ કાઈ કામ આરભમા તો ત્વરિતસર કરે છે પણ અગીકૃતકાર્ય મધ્યમાજ છોડી મુકે છે એનુ મુખ્ય કારણુ એ છે કે પૂર્ણ વિચાર કર્યા વગરજ કામને આરભ કરવાવાળો હોય છે

ગાઠવાળી પેરીની આગળીઓવાળા માણુસ ( Knotty Fingers ) સમજદાર, હિસાબી, પ્રત્યેક વિષયનુ જ્ઞાન સપાદન કર્યા પછી કામને આરભ કરનાવાળા હોય છે



# આંગળીના અગ્રભાગ.

## આગુલીના અગ્રભાગ ચાર પ્રકારના હોય છે.

( ૧ ) સ્પેચ્યુલેટ—ચપટા ( ૨ ) સ્કવેઅર—ચોરસ ( ૩ ) કોનિક—અર્ધગોળાકાર ( ૪ ) પૉઇન્ટેડ—નોકવાળા ( જુવો આકૃતી ન ૯૪, ૯૫, ૯૬, ૯૭ )

( ૧ ) જે માણસની આગળીઓના અગ્રભાગ સ્પેચ્યુલેટ ચપટા હોય તે માણસ ચપળ, શીઘ્રતાથી કામ કરવાવાળો અને સાહસી હોય છે વ્યવહારજ્ઞાનમા કુશળ હોય છે શીકાર, લડાઈ અને ઈતિહાસના પુસ્તકો વાચવાવાળો, શારીરિક સ્ફુર્તીના ખેલ—ફુટબૉલ, બેઝ બૉલ, ગોલ્ફ વિગેરે ખેલ ખેલનારાઓ હોય છે ઘોડા કુત્રાને પાળવાવાળો, અને મોટરજર થવાનુ અધીક પસદ કરવાવાળો હોય છે

( ૨ ) જે માણસની આગળીઓના અગ્રભાગ સ્કવેઅર—ચોરસ હોય તે માણસ નિયમીત, પદ્ધતસર, અને ઑર્ડર પ્રમાણે કામ કરવાવાળો હોય છે આવો માણસ દરેક કામ નિયમીત વેળાસર કરનારાઓ હોય છે જમવાનો, કોઈને મળવાનો, ઑફીસનો અને બીજા કોઈ પણ કામનો ટાઈમ બરાબર સાચવનાવાળો હોય છે ટાઈમનો બે ટાઈમ થાય તે તેને પસદ હોતુ નથી દરેક કામ ટાઈમસર કરવાવાળો હોય છે સાહિત્યમા ઈતિહાસ, વિજ્ઞાન અને ગણીત પસદ કરે છે

( ૩ ) જે માણસની આગળીઓના અગ્રભાગ કોનિક—અર્ધગોળાકાર હોય ( પુરુષ કરતા સ્ત્રીઓના હાથમા કોનિક અગ્રભાગ અધીક જોવામા આવે છે ) તે માણસ કાલ્પનીક વિચારનો, કલા અને સૌદર્યપ્રીય હોય છે ખાનપાન, પેહરાવ, શારીરિક ભોગવિલાસમા અધીક પ્રીતી રાખવાવાળો અને આનદી હોય છે



આકૃતી ન ૯૪

( ૪ ) જે માણુસની આગળીઓના અગ્રભાગ પાઇટિક—અણીદાર હોય તે માણુસમા કોનિકવાળા માણસના ઉપરોક્ત જે ગુણુ બતાવેના છે તે ગુણુનો અતિરેક થયેનો જોવામા આવે છે આવા માણુસ દા' નિક સૃષ્ટીમા વિહાર કરવાવાળા હોય છે ( જે વિચાર કોઈ દિવસ વ્યવહારમા ન ઉતરે એવા હોય છે ) આવા માણુસમા વ્યવહારજ્ઞાનનો અભાવ હોય છે

## તર્જની—ગુરૂની આગળી.

તર્જની આગળો સરળ અને લાબી હોય તો તે માણુસ મહત્વાકાક્ષી, સામર્થ્યવાન, અજ્ઞાકર્તા, લૌકિક માનપ્રતિષ્ટા પામવાવાળો પોતાનો મતનમ સાધવાવાળો, સદાચારી, સ્થિરબુદ્ધી, ગર્વિષ્ટ, ન્યાયી અને પ્રતિષ્ટાવાન હોય છે આવા માણુસના હાથમા મસ્તક રેખા લાબી હોય છે.

જો આ તર્જની આગળી ટુકી હોય તો તે માણુસ ચચળ સ્વભાવનો અને અસ્થીર બુદ્ધિનો હોય છે

તર્જની આગળી જો મધ્યમા આગળીના સમાન લાબી હોય અને હાથ મૃદુ હોય તો તે માણુસ સુખોપભોગમા તત્પર આનદી નેતૃત્વ તથા શાસન કરવાની ઇચ્છા રાખવાવાળો અહમન્ય માણુસ હોય છે

તર્જની આગળી પરિમીત લાબી હોય ( તર્જની આગળીની લબાઈ અનામીકા આગળીના સમાન લાબી મધ્યમા આગળી કરતા ઓછી, મધ્યમા આગળીના પ્રથમ પેરવાના મધ્યભાગસુધી હોય તો શ્રેષ્ટ સમજવી ) તો તે માણુસ સ્વાભિમાની, બીજાની સર્વ વાતો સાભળી તેનાપર વિચાર કરવાવાળો, સુક્તીવાન, પૂજ્ય હોય છે આવો માણુસ થોડો ક્રોધી પણ હોય છે

જો તર્જની આગળી પરિમીત કરતા અધીક લાંબી હોય તો તે માણસ ગર્વિષ્ટ, અને ઘમેડી હોય છે અને અગુષ્ટ પણ મેટો હોય તો નિર્દયતાનો સચાર તેનામા થાય છે

તર્જની આગળી પરિમીત લબાઈ કરતા થેડી ટુકી હોય તો તે માણસ પોતાની ઈચ્છાનુસાર કામ કરવાવાળો કર્તવ્ય તથા કૃતજ્ઞતાના વિચારને ન સમજવાવાળો મતલબ વગર બીજાને માટે હાની નહી ઉઠાવવાવાળો હોય છે આવો માણસ કોઈ જોખમનુ કામ કરવા અયોગ્ય હોય છે

તર્જની આગળી ચપટી—સ્પેચ્યુલેટ હોય તો તે માણસ તીવ્ર કલ્પનાશક્તીવાળો સત્યાસત્ય જ્ઞાત કરવાની શક્તીવાળો અને ધાર્મીક હોય છે તેનાથી તેની કીર્તિ થાય છે

જો તર્જની આગળી સ્કવેઅર—ચોરસ હોય તો તે માણસ તીક્ષ્ણ બુદ્ધિનો, સત્યપ્રેમી, અને ભાષણ કરવામા પ્રવીણ હોય છે

જો તર્જની આગળી અર્ધવર્તુળાકાર—કોનિક હોય તો તે માણસ અધીક ભૂલકરવાવાળો, સ્મરણશક્તી રહીત હોય છે

તર્જની આગળી જો નોકવાળી Pointed હોય તો તે માણસ જડ બુધ્દિનો હોય છે

તર્જની આગળી વાકી હોય તો અલ્પ પ્રતિષ્ટાવાળો માણસ હોય છે

જો તર્જની આગળી શનીની ( મધ્યમા ) આગળી તરફ વળેલી હોય તો તે માણસ મેટો ઘમેડી હોય છે

તર્જની આગળીની લબાઈ જો મધ્યમા આગળીના પ્રથમ સધી પર્યંતજ હોય તો તે માણસ મેટો દાભિક ધર્માચરણ કરવાવાળો હોય છે

## પર્વ ( પેરવા )

તર્જની આગળીનો પ્રથમ પર્વ બીજા આગળીઓના પ્રથમ પર્વ કરતા અધીક લામો હોય તો તે માણુસ ધાર્મીક અથવા ધાર્મિક વિષયનો ઉત્તમ વક્તા હોય છે આવો માણુસ વિશેષત અધ્યાત્મિક વિચારોપર અધીક પ્રીતી રાખનાવાળો હોય છે

તર્જની આગળીનો બીજો પર્વ અધીક લાબો હોય તો તે માણુસ મહત્વાકાક્ષી હોય છે

જો તિજો પર્વ અધીક લામો હોય તો તે માણુસ ગર્વિષ્ટ, તથા શાશન કરવામા પ્રીતી રાખવાવાળો હોય છે

ઉપરોક્ત પર્વમાથી જે પર્વ ટુકો હોય તે પર્વના ગુણુમા ન્યુનતા આવે છે

જો તર્જની આગળીનો પ્રથમ પર્વ બીલકુલ ટુકો હોય ( નખના સમીપમા હોય ) તો તે માણુસને પુનર્વિવાહનો યોગ આવે ( વિધવા સ્ત્રી સાથે લગ્ન કરવાનો યોગ ) છે

## સધી ( ગાઠ )

તર્જની આગળીની પ્રથમ સધી સ્પષ્ટ ઉઠાવદાર હોય તો તે માણુસ સશયી સ્વભાવનો હોય છે

આ આગળીના પ્રથમ સધીને કોઈ રેખા કાપતી હોય તો તે માણુસ અશક્ત થાય છે અને કોઈ વખતે તેના મસ્તકમા જખમ થાય છે

જો તર્જની આગળીના બીજા સધી ઉપર કોઈ વક્ર રેખા હોય તો તે માણુસ દુષ્ટ અને પરપિડક હોય છે

આ આગળીના તિજા સધી ઉપર કોઈ વક્ર ગેયા હોય તો તેને બીજાનુ ધન મળે છે

જો તર્જની આગળીના મુળમાથી એક સરળ રેખા નિકળી બીજા પર્વને ઉલ્લધન કરી તીજા પર્વનુધી જતી હોય તો તે માણસ મોટો વિચારવાન, બુદ્ધિમાન અને ઉત્તમ વક્તા હોય છે

તર્જની આગળીના પ્રથમ પર્વમા તારાનુ ચિન્હ હોય તો તે માણસને દીર્ઘ પ્રવાસના અતમા મહત્ત્વના સાર્વજનિક કાર્યમા યશ અને માન પ્રતિષ્ઠા મળે છે

તર્જની આગળીના બીજા સધી ઉપર ક્રોસનુ ચિન્હ હોય તો મોટા શ્રીમાન માણસ સાથે મૈત્રી થાય છે

આ આગળીના પ્રથમ સધી ઉપર તારાનુ ચિન્હ હોય તો મોટો ભાગ્યશાલી અને શ્રીમાન માણસ થાય છે આ તારાનુ ચિન્હ બીજા સધી ઉપર હોય તો તે માણસ ધૈર્યવાન ક્રોધી, અને એ સમઝદાર હોય છે

તિજા સધી ઉપર તારાનુ ચિન્હ હોય તો તે માણસ વ્યભિચારી થાય છે

તર્જની આગળીના બીજા પર્વ ઉપર અર્ધચદ્રાકાર ચિન્હ મુર્ખતાનુ દ્યોતક હોય છે અને તેનુ પરિણામ તેને પ્રતિદિન ભોગવવુ પડે છે

આ આગળીના તિજા પેરાના પાછળના ભાગ ઉપર વાળ હોય તો તે માણસ ક્રોધી સ્વભાવનો હોય છે

તર્જની આગળીના પ્રથમ પેરાપર ચક્ર હોય તો તે માણસ મહત્ત્વાકાક્ષી સસાર સુખમા નિમગ્ન રહેનારો, કલ્પનાશીલ અને પરાક્રમી હોય છે

આ આગળીના તિજા સધી ઉપર કોઈ વક્ર રેખા હોય તો તેને બીજાનુ ધન મળે છે

જો તર્જની આગળીના મુળમાથી એક સરળ રેખા નિકળી બીજા પર્વને ઉલ્લંઘન કરી તીજા પર્વસુધી જતી હોય તો તે માણસ મોટો વિચારવાન, બુદ્ધિમાન અને ઉત્તમ વક્તા હોય છે

તર્જની આગળીના પ્રથમ પર્વમા તારાનુ ચિન્હ હોય તો તે માણસને દીર્ઘ પ્રવાસના અતમા મહત્ત્વના સાર્વજનિક કાર્યમા યશ અને માન પ્રતિષ્ઠા મળે છે

તર્જની આગળીના બીજા સધી ઉપર ક્રોસનુ ચિન્હ હોય તો મોટા શ્રીમાન માણસ સાથે મૈત્રી થાય છે

આ આગળીના પ્રથમ સધી ઉપર તારાનુ ચિન્હ હોય તો મોટો ભાગ્યશાલી અને શ્રીમાન માણસ થાય છે આ તારાનુ ચિન્હ બીજા સધી ઉપર હોય તો તે માણસ ધૈર્યવાન ક્રોધી, અને બે સમઝદાર હોય છે

તિજા સધી ઉપર તારાનુ ચિન્હ હોય તો તે માણસ વ્યભિચારી થાય છે

તર્જની આગળીના બીજા પર્વ ઉપર અર્ધચદ્રાકાર ચિન્હ મુર્ખતાનુ દ્યોતક હોય છે અને તેનુ પરિણામ તેને પ્રતિદિન ભોગવવુ પડે છે

આ આગળીના તિજા પેરવાન. પાછળના ભાગ ઉપર વાળ હોય તો તે માણસ ક્રોધી સ્વભાવનો હોય છે

તર્જની આગળીના પ્રથમ પેરવાપર ચક્ર હોય તો તે માણસ મહત્ત્વાકાક્ષી સસાર સુખમા નિમગ્ન રહેનારાઓ, કવ્યેબ્બા અને મહાની હોય છે



આકૃતી ન ૬૫

જો તર્જની આગળીના અગ્રભાગ ઉપર શખ અથવા સીપનુ ચિન્હ હોય તો તે માણુસ અસ્થિર સ્વભાવનો અને અતીશ ખર્ચ કરનારાળો—ખર્ચાળુ હોય છે

અગુષ્ટ અને તર્જની ઉપર શખ અથવા સિપનુ ચિન્હ હોય તો તે માણુસનો સર્વ જન્મ દુ ખ ભોગવામા જાય છે

તર્જની આગળીના મુળમા ગુરુના પર્વત ઉપર સીધી ઝીણી સરળ બે રેખાઓ હોય તો તે માણુસ પરમાર્થ સાધક પુણ્ય સપાદક અને પરોપકારી હોય છે

જો આ ઉભી રેખાઓને બીજી આડી રેખાઓ કાપતી હોય તો તેના પુણ્ય કાર્યમા બાધા આવ્યા કરે છે

તર્જની આગળીના બીજા અને તિજા પર્વ ઉપર ચાર ચાર ઉભી રેખાઓ હોય તો તે માણુસ ઉત્તમ ભોગ ભોગવનારાળો સુખી અને સદ્‌ગુણી હોય છે આ રેખા ચાર કરતા ઓછી હોય તો ફળમા ન્યુનતા આવે છે જો એક રેખા હોય તો વૈરાગ્યવાન હોય છે

જો આ તર્જની આગળીના બીજા અને તિજા પેરવાપર સરળ ઉભી રેખાઓનો બીલકુલ અભાવ હોય તો તે માણુસ દુઃખ ભોગવે છે

તર્જની આગળીના તિજા પેરવાપર સરળ ઉભી ત્રણ રેખાઓ હોય અને મણીબધ રેખાના સમીપમા તારાનુ ચિન્હ હોય તો તેને બીજાનુ ધન વિનાપરિશ્રમથી મળે છે

તર્જનીમાથી એક રેખા નિકળી અગુષ્ટના પ્રથમ સધીને મળતી હોય તો તે માણુસપર ગુન્હો સાબીત થવાથી તેને મૃત્યુની શિક્ષા થાય છે

તર્જની આગળી ઉપર બીદુનુ ચિન્હ હોય તો વરનો ઉપાધ્યાય ચોરી કરે એવુ સૂચિત થાય છે

## મધ્યમા ( શનીની આગળી. )

તર્જની આગળીના સમીપમા બીજી આગળીને મધ્યમા અથવા શનીની આગળી કહે છે ( જુવો આકૃતી ન ૯૦ )

આ આગળી પરથી પ્રસગાવધાન અને મનુષ્યના મન ઉપર થનારો ઈષ્ટાનિષ્ટ પરિણામ જોવાય છે

મધ્યમા આગળી બહુત જાડી, લાબી અને મજબુત હોય તો મનુષ્યના મન ઉપર કોઈ પણ વિષયનો ત્વરિત પરિણામ થાય છે તે માણુસ અલ્પકલ્પના શકતીવાળો, દૈવવાદી, ભયસૂચક કોઈ થોડી વાત જોવાથી અથવા સાભળવાથી ના ઉમેદ અને દુખી થાય છે

ઉપરોક્ત પ્રકારની આગળી હોય અને શનીનો પર્વત પણ અધીક ઉઠાવદાર હોય તો તે માણુસમા બીલકુલ સહનશીલતા હોતી નથી તેને કોઈ જાતનો અધીક ત્રાસ થવાથી આત્મહત્યા કરવા તયાર થઈ જાય છે

મધ્યમા આગળી પૂર્ણ, જાડી, ભરેલી હોય તો માણુસના સ્વભાવમા ગભીરતા આવે છે

જો આ આગળી પ્રમાણ કરતા અધીક લાબી તો તે માણુસ અધીક દુરદર્શી હોય છે આવી આગળી જીવનમા અસમર્થ ગુમાવતો રહે છે અને તે એ મા કે જો કોઈ મોટુ કાર્ય હાથ કર્યુ તો કોઈ આફત પડીશ.



આકૃતી ન ૯૬

તર્જની આગળી ઉપર બીદુનુ ચિન્હ હોય તો નરનો ઉપાધ્યાય ચોગી કરગે એવુ સૂચિત થાય છે

## મધ્યમા ( શનીની આગળી. )

તર્જની આગળીના સમીપમા બીજી આગળીને મધ્યમા અથવા શનીની આગળી કહે છે. ( જુવો આકૃતી ન ૯૭ )

આ આગળી પરથી પ્રસગાવધાન અને મનુષ્યના મન ઉપર થનારો ઇષ્ટાનિષ્ટ પરિણામ જોવાય છે

મધ્યમા આગળી બહુત જાડી, લાબી અને મજબુત હોય તો મનુષ્યના મન ઉપર કોઈ પણ વિષયનો તત્કાલ પરિણામ થાય છે તે માણુસ અલ્પકલ્પના શક્તીવાળો, દૈવવાદી, ભયસૂચક કોઈ થોડી વાત જોવાથી અથવા સાભળવાથી ના ઉમેદ અને દુખી થાય છે

ઉપરોક્ત પ્રકારની આગળી હોય અને શનીનો પર્વત પણ અધીક ઉઠાવદાર હોય તો તે માણુસમા બીલકુલ સહનશીલતા હોતી નથી તેને કોઈ જાતનો અધીક ત્રાસ થવાથી આત્મહત્યા કરવા તયાર થઈ જાય છે

મધ્યમા આગળી પૂર્ણ, જાડી, ભરેલી હોય તો તે માણુસના સ્વભાવમા ગભીરતા આવે છે

જો આ આગળી પ્રમાણ કરતા અધીક લાબી દેખાતી હોય તો તે માણુસ અધીક દુરદર્શી હોય છે આવી આગળીવાળો માણુસ જીવનમા અત્યત ગુમાનતો રહે છે અને તે એ માન્યા કરે છે કે જો કોઈ મોટુ કાર્ય હાથ કર્યું તો કોઈ આફતમા આવી પડીશ



આકૃતી ન ૯૧

જો મધ્યમા આગળી ટુકી હોય તો તે માણસ અદુર્દશી અને અદૈવ આપત્તીમા ફસનનાળો વિચારહીન માણસ હોય છે

જો આ આગળી વાની હોય તો ભયયુક્ત પ્રકૃતીનો તથા નિત્યરોગી માણસ હોય છે

મધ્યમા આગળી સ્પેચ્યુલેટ—ચપટી હોય તો શારિરીક અને માનસિક ચપળતા— સ્ફુર્તી અધીક હોય છે

મધ્યમા આગળી સ્કવેયર—ચોરસ આકારની હોય તો તે માણસ ગભીર હોય છે

ચોરસ આકારની મધ્યમા હોય અને તેનો સધી પુષ્ટ અને લાબો હોય તો તે માણુસ ગણીત શાસ્ત્રજ્ઞ હોય છે

મધ્યમા આગળી કોનિક—અર્ધવર્તુળાકારની હોય તો કલ્પના શક્તી સારી હોય છે અને તે માણુસને કળા, શાસ્ત્ર, અને વાગ્મયનો શોખ હોય છે

મધ્યમા આગળી સ્વાભાવિક ચપટી હોય છે પણ અધીક ચપટી દેખાતી હોય તો તે માણુસ અધીક સશયી હોય છે

જો મધ્યમા આગળી પૉઇન્ટેડ—નોકવાળી હોય તો તે માણુસ ક્ષણિક, છીચોર, અવિશ્વાસુ, સસારિક તથા આધ્યાત્મિક ગભીર વિચારહીન હોય છે આવી આગળીવાળાનો અગુઠો જો નાનો હોય તો તે અધીક છીચોર સ્વભાવનો અને ક્ષણિક પુરૂષ હોય છે

ઉપરોક્ત પ્રકારની આગળી હોય અને મસ્તક રેખા નાની હોય તો બીજાને ફસાવાવાળો, નિર્લજ્જ માણુસ હોય છે

## પર્વ ( પેરવા )

મધ્યમા આગળીનુ પ્રથમ પર્વ લાબુ હોય તો તે માણુસ

અને શ્રદ્ધામા અધીક પ્રીતી રાખવાવાળો, ખીન્ન સ્વભાવનો તથા ઉદાસીન પ્રકૃતીનો હોય છે

જો મધ્યમા આગળીનુ બીજુ પર્વ લાબુ હોય તો કૃષિ તથા યાત્રિક કલાઆદિના કામમા પ્રીતી હોય છે અને આવા પર્વવાળા માણુસની આગળીઓ કોમળ અને સરળ હોય તો તે ગુપ્ત વિદ્યા યોગ, જ્યોતિષ, સામુદ્રિક, મત્ર વેદાતાદિ અથવા મેસ્મેરિઝમ આદિ વિષયની અભિરુચી રાખવાવાળો હોય છે આ આગળીનુ બીજુ પર્વ લાબુ હોય અને પર્વના સધીમા ગાઠ હોય તો તે માણુસને ગણિતશાસ્ત્રમા અધીક પ્રીતી હોય છે

જો મધ્યમા આગળીનુ ત્રિજુ પર્વ લાબુ અને મજબુત હોય તો તે માણુસ સર્વમાન્ય લોકપ્રિય અને મિતવ્યયી હોય છે

જો મધ્યમા આગળીનુ પ્રથમ પર્વ અતી લાબુ હોય તો તેના મનમા હમેશા મૃત્યુ આવે તો સારૂ એવી ઇચ્છા આવ્યા કરે છે અને આવા માણુસનો આગુઠો જો નાનો હોય તો તેની અભિલાષા આત્મહત્યા કરવામા અનિવાર્ય હોય છે

## પેરવાપરની રેખા

જો મધ્યમા આગળીના મુળમાથી સરળ રેખા નિકળી તિસ્ત પેરવાના આરભસ્થાન ઉપર ગઈ હોય તો તે માણુસ વિજયી શ્રીમાન થાય છે અને તેની મોટા માણુસમા ગણના થાય છે જો આ રેખા સરળ ન હોય અને વાકી થઈને ગઈ હોય તો તેનો મૃત્યુ યુદ્ધમા થવાનો સભવ હોય છે

જો મધ્યમા આગળીના મુળમાથી ત્રણ અથવા ચાર રેખાઓ નિકળી પ્રથમ પર્વ ( નખના સમીપનો ) સુધી ગઈ હોય તો તે માણસ દુષ્ટ સ્વભાવનો અને માનસિક દુખમા પોતાનુ આયુષ્ય વ્યતિત કરનારો હોય છે

મધ્યમા આગળીના તિજા પર્વમાથી સરળ રેખાઓ નિકળી પ્રથમ પર્વસુધી ઉપર ગઈ હોય તો તે માણુસ ખનીજ પદાર્થના વેપારથી દ્રવ્ય સપાદન કરી ધનવાન થાય છે

જો આ આગળીના પ્રથમ પર્વ ઉપરજ કેવળ ઉભી રેખાઓ હોય તો તે માણુસ બીજાનો ક્ષેય કરનાવાળો હોય છે

આ મધ્યમા આગળીના મુળમા અથવા સમીપમા તિજા સધી ઉપર વાળી રેખાઓ હોય તો ભાગ્યહીન થવાના લક્ષણુ જાણવા

## તારાનુ ચિન્હ.

મધ્યમા આગળીના પ્રથમ સધી ઉપર તારાનુ ચિન્હ હોય તો તે ભાગ્યહીન થવાનુ લક્ષણુ સમજવુ

મધ્યમાના તિજા પર્વ ઉપર તારાનુ ચિન્હ હોય તો વજ્રથી મરણુ થાય છે

જો સ્ત્રીના હાથમા મધ્યમા આગળીના મુળમા તીજા સધી ઉપર તારાનુ ચિન્હ હોય તો તે સ્ત્રી વધ્યા થાય છે

મધ્યમા આગળીના મુળના સમીપમા તારાનુ ચિન્હ હોય તો અલ્પાયુકારક સમજવુ

## ત્રિકોણુ અને બીદુનુ ચિન્હ.

જો મધ્યમા આગળીના તિજા પેરવા ઉપર ત્રિકોણુાકૃતિ ચિન્હ હોય તો તે માણુસ દુરાચારી અને ભાગ્યહીન હોય છે

મધ્યમા આગળીના ઉપર બીદુનુ ચિન્હ હોય તો કોઈ વારસ મનુષ્ય ચોરી કરે છે

## શ ખ, ચ ક્ર, યવ નુ ચિન્હ.

મધ્યમા આગળીના અગ્રભાગ ઉપર શ ખનુ ચિન્હ હોય તો તે માણસ વિદ્વાન, શાસ્ત્રજ્ઞ બહુશ્રુત હોય છે

જો આ આગળીના અગ્રભાગ ઉપર ચક્રનુ ચિન્હ હોય તો તે ભાગ્યવાન સ્વપરાક્રમથી વિપુલ દ્રવ્યોપાર્જન કરવાવાળો માણસ હોય છે મધ્યમા આગળીના મુળમા જવનુ ચિન્હ હોય તો બહુત પુત્ર, પુત્રીવાળો માણસ હોય છે

## અનામિકા-રવિની આગળી.

મધ્યમા આગળીના સમીપની અને તર્જની આગળીથી ત્રિજી ( જેમા આગઠી પેહરે છે તે આગળી ) આગળીને અનામિકા અથવા રવીની આગળી કહે છે ( જુવો આકૃતી ન ૯૨ )

આ આગળી પરથી કલાકૌશલ્ય તથા સાહિત્ય પ્રેમ આદિનો વિચાર થાય છે

આ આગળી પૂર્ણ લાબી અને જાડી હોય તો સાહિત્ય તથા કળાકુશળતા પ્રદર્શિત કરે છે જો આ આગળી અતી લાબી હોય તો ધનોપાર્જન કરવાની યોગ્યતાવાળો માણસ હોય છે

જો આ આગળી તર્જનીના સમાન લાબી હોય અને તેનુ પ્રથમ પર્વ લાબુ અને ચપટુ હોય તો તે માણસની કલા તરફ પ્રીતી હોય છે અને ચત્રાદિ કલાના યોગથી દ્રવ્ય અને કીર્તી મેળવવાની ઈચ્છા અને મહત્વાકાક્ષા હોય છે

જો અનામિકા આગળીની ઉચાઈ મધ્યમા આગળીના બરાબર હોય અને તેનુ બીજુ પર્વ લાબુ હોય અને મગળનો પર્વત ઉઠાવદાર હોય તો તે માણસ તર્કશક્તીવાળો ધુતમા ચી તથા ભાગ્ય

પરિક્ષાના એનમા ( સટ્ટા, લૉટરી, વિગેરે ) પ્રીતી રાખવાવાળો હોય છે

ઉપરોક્ત લક્ષણવાળી અનામિકા આંગળી હોય અને બુધનો પર્વત ઉંચો ઉઠાવદાર હોય તો તે માણસ સટ્ટાનો વેપાર કરવાવાળો હોય છે જો અનામિકા આગળી મધ્યમા આગળી કરતા લાંબી હોય તો તે માણસ સર્વ સકટને દુર કરી કલા કુશળતામા પ્રવીણતા સપાદન કરી કીર્તી મેળવે છે

જો અનામિકા આગળી સ્પેચ્યુલેટ ચપટી હોય તો તે માણસ સાહિત્યજ્ઞ, કલાકુશળતાના પ્રયોગ પ્રત્યક્ષ ક્રિયા કરી દેખાડવાવાળો ઉત્તમ હુન્નરી મનુષ્ય હોય છે

અનામિકા સ્કવેયર—ચોડી હોય તો તે માણસ સ્વબુદ્ધીથી માર્ગ કલા શોધી કાઢે છે તેની બુધ્ધી દરેક હુન્નરના કામમા ઉત્તમ ચાલે છે

જો અનામિકા આગળી કોનિક—અર્ધવર્તુળાકાર હોય તો તે માણસ સટ્ટા અને દ્યુતમા વિશેષ પ્રીતી રાખવાવાળો હોય છે

અનામિકા આગળી પૉઈન્ટેડ—નોકવાળી હોય તો તે માણસ ખરી વાતો કરતા નકલી વાતો તરફ અધીક ધ્યાન આપવાવાળો હોય છે તેનામા વ્યવહારીકતાની પ્રવિણતા સબધી વિચારની ન્યુનતા હોય છે

અનામિકા આગળી જો ટુકી હોય તો તે માણસમા કલાનુ જ્ઞાન સપાદન કરવાની ન્યુનતા હોય છે

## પર્વ ( પેરવા )

અનામિકા આગળીના પેરવાને સ્પર્શ કરવાથી હાથને કઠણ લાગતા હોય તો તે માણસ આર્ટિસ્ટ અર્થાત ઉત્તમ કારીગર હોય છે

અનામિકાનો પ્રથમ પર્વ લાબો હોય તો કલામા રૂચી અને સુદરતામા પ્રીતી રાખનાવાળો માણુસ હોય છે

દ્વિતીય પર્વ લાબો હોય તો વેપારમા રૂચી તથા ચિત્ર કલાતરફ પ્રીતી રાખનાવાળો હોય છે જે ચિત્રકારનો બીજો પર્વ લાબો હોય તે કેવળ ચિત્ર ખેચવાવાળો નાહી હોય પરંતુ આવો માણુસ ચિત્ર કલાનો ઈતિહાસ ચિત્ર કારોના ચરિત્ર લખવાવાળો હોય છે

તિજો પર્વ લાબો હોય તો ધન અને વૈભવ દેખાડવાના કામમા પ્રીતી રાખવાવાળો અને વૃથાભિમાની હોય છે

## પર્વ પરની રેખાઓ

અનામિકા આંગળીના મુળમાથી એક સરળ ઉભી રેખા નિકળી પ્રથમ પેરવા ઉપર ગઈ હોય તો તે માણુસ મોટો ભાગ્યવાન થાય છે આવો માણુસ મીલ વિગેરે મોટા કારખાનાનો માલીક હોય છે.

જો અનામિકા આગળી ઉપર પુષ્કળ રેખાઓ હોય તો તે માણુસ સ્ત્રીઓના પ્રેમ પાશમા પડવાથી ધનનો નાશ કરવાવાળો હોય છે

જો અનામિકાના તિજા પર્વ ઉપર બે ચાર સરળ રેખાઓ હોય તો તે માણુસ વિદ્વાન અને સુખી થાય છે

જો અનામિકાના તિજા સંધીમાથી રેખાઓ નિકળી નિચે અનામિકાના મુળમાં જતી હોય તો તે માણુસ વૃથાભિમાની હોય છે તેનુ બાલણુ માત્ર મોહક અને માર્મિક હોય છે આવો માણુસ કેવળ પોતાના બોલવાના પ્રભાવથી દ્રવ્યોપાર્જન કરનામા ચતુર હોય છે ઉપરોક્ત રેખાઓમાથી એક રેખા બીજા સધી સુધીજ જતી હોય તો તે માણુસ સદાચરણથી અને પોતાના પરાક્રમથી દ્રવ્ય કમાવાવાળો હોય છે

જો આ આગળીના તિજા સધી ઉપર એક વાકી રેખા હોય તો તે માણસ સર્વ સકટ અને આપત્તીમાથી મુક્ત થાય છે

**અર્ધચદ્ર તારા શખ ચક્ર.**

અનામિકાના તિજા પર્વના માથા ઉપર અર્ધચદ્રાકાર ચિન્હ હ્રય તો દુર્ઘટનનું લક્ષણ સમજવુ

જો આ તિજા સધી ઉપર અથવા પેરના ઉપર તારાનુ ચિન્હ હ્રાય તો તે માણસ અતી ખર્ચ કરવાવાળો ઉડાઉ હોય છે.

જો અનામિકાના અગ્રભાગ ઉપર ચક્રનુ ચિન્હ હોય તો તે માણસ માનપ્રતિષ્ઠા કમાવાવાળો દ્રવ્યવાન સુખોપભોગી અને અનેક પ્રકારના સાધનદ્વારા ધનોપાર્જન કરવાવાળો હોય છે

અનામિકાના ઉપર બીદુનું ચિન્હ હોય તો યત્નદ્વારા દ્રવ્ય કમાણુ થવાનુ લક્ષણ સમજવુ

**કનિષ્ઠિકા-બુધની આગળી.**

તર્જનીથી ચોથી આગળીને કનિષ્ઠિકા અથવા બુધની આગળી કહે છે ( જુવો આકૃતી ન, ૯૨ )

આ આગળી બીજી આગળીઓના પ્રમાણમા જાડી, મોટી અને મજબુત હોતી નથી પણ એનાથી ઘણી ખરી મહત્વની વાતો જાણી શકાય છે તેથી આ આગળીનુ વિસ્તારપૂર્વક વર્ણન કરવુ આવશ્યક છે

આ આગળી જો સરળ, સીધી, નિર્દોષ હોય તો સમાજ તથા વ્યવસાયમા માણુસને સફળતા મળે છે અને તે માણસમા માન્યતા તથા અવસરથી લાભ ઉઠાવવાની બુદ્ધી હોય છે.

જો આ આગળી અન્ય આગળીઓના સમતન કરતા જરા નિચે હોય તો તે માણુસને પોતાના જીવનમા આપદાઓનો સામનો કરવો પડે છે અને જો આ આગળી વાકી હોય તો આપદાઓમાથી બચવાની સફળતા તેને પ્રાપ્ત થાય છે

કનિષ્ટિકા આગળી પરિમિત કરતા અધીક લાબી હોય તો અપ્રામાણિકતાની સૂચક હોય છે.

જો આ આગળી તર્જની આગળીના સમાન લાબી હોય તો તે માણુસ પોતાની ઇચ્છાનુસાર સર્વ કામ સપૂર્ણ કરવાવાળો હોતો નથી અને તેનો પ્રભાવ પણુ બીજા માણુસ ઉપર પડતો નથી

જો કનિષ્ટિકા આગળી મધ્યમા આગળીના પ્રથમ પેરવા સુધી લાબી હોય તો તે માણુસમા જ્ઞાનની લાલસા અને શિક્ષણુની અભિલાષા હોય છે એટલુજ નહી પણુ તેને કોઈ પણુ વિષયમા પ્રવિણુતા સપાદન કરવાની ઇચ્છા હોય છે

આવો માણુસ શાસ્ત્રના રહસ્યને સહજમા સમજવાવાળો હોય છે અને તે માણુસ પોતાના વાગ્બળથી અને વિષય પ્રતિપાદન કરવાના નૈસર્ગિક શક્તીથી કોઈ પણુ વિષયને સુગમનાથી પ્રતિપાદન કરી શકે છે

જો આ કનિષ્ટિકા આગળી મધ્યમા આગળીના સમાન લાબી હોય તો તે માણુસ સર્વ આપદાઓને એક બાજુ મુકી પોતાના કાર્યને તુરત સિદ્ધ કરવાવાળો હોય છે આવો માણુસ આપદાઓની પર્વા કરનાવાળો હોતો નથી તે સામર્થ્યવાન અને નિર્ભયી હોય છે

જો આ આગળી અનામિકા આગળીના સમાન લાબી હોય તો તે માણુસ વેદાન્તી હોય છે અને ઇતર અગુલ ચિન્હ જો હાથ ઉપર હોય તો તે માણુસ ઢોગી હોય છે

જો કનિષ્ટિકા આગળી ટુકી હોય તો તેની ગ્રહણશક્તી તો સારી હોય છે પણ તેની ઇચ્છાનુસાર કોઈ કામ થતુ નથી પરતુ અગુષ્ટ બલવાન અને પુષ્ટ હોય અને મસ્તક રેખા ઉત્તમ લાબી હોય તો તેના ઇચ્છાનુસાર કામ પ્રયત્ન કરવાથી થઈ શકે છે

જો કનિષ્ટિકા આગળી નાની હોય તો તે માણસમા નૈતિક જ્ઞાન તથા પ્રબધની ખામી હોય છે અને તે માણસ લાભનો અવસર હાથેથી ગુમાવેછે પોતાના સદગુણોનો ઉપયોગ પણ વેળાસર કરતો નથી આવા માણસના વિચાર દુરદર્શી અને શુધ્દ હોતા નથી.

જો કનિષ્ટિકા આગળીનો અગ્રભાગ સ્પેચ્યુલેટ—ચપટો હોય તો તે માણસ યત્રદ્વારા ( મશીનરી ) કામ કરવાવાળો અથવા શિલ્પજ્ઞ હોય છે

જો કનિષ્ટિકા આગળી સ્કવેયર—ચોરસ હોય તો તે માણસ ઉત્તમ શિક્ષક હોય છે આ આગળીનો અગ્રભાગ ચોરસ હોય અને પ્રથમ પર્વ લાબો હોય તો તે માણસ ઉત્તમ પોષાક પહેરવાવાળો હોય છે અને બીજા ઉપર પોતાના ભાષણનો પ્રભાવ પાડવાવાળો શાસ્ત્રીય વિષયપર ભાષણ કરવાવાળો અને તત્ત્વવેત્તા હોય છે

કનિષ્ટિકા આગળીનો અગ્રભાગ કોનિક—અર્ધવર્તુળાકાર હોય તો તે માણસ યત્રજ્ઞ ( યાત્રિક કામને જાણવાવાળો ઇન્જીનીયર ) હોય છે

જો કનિષ્ટિકા આગળી પાઈન્ટેડ—નોકવાળી હોય તો તે માણસ ગુપ્ત વિદ્યાનો પ્રેમી હોય છે આવો માણસ પોતાની અજ્ઞાનતાને છીપાવવાનો ઉપાય જાણે છે, અને અવસરોથી લાભ ઉઠાવવામા તત્પર હોય છે તથાપિ તેના બોલવાનો પ્રભાવ બીજા ઉપર પડતો નથી

## પર્વ ( પેરવા )

કનિષ્ટિકા આગળીનો પ્રથમ પર્વ લાંબો હોય તો તે માણસ બોલવામા ચતુરતા દેખાડવાવાળો હોય છે

જો પ્રથમ પર્વ અતી લાંબો હોય તો તે માણસ અસત્ય ભાષણની યોગ્યતાવાળો હોય છે

કનિષ્ટિકા આગળીનો બીજો પર્વ લાંબો હોય તો તે માણસ વેપારની દ્દષ્ટીવાળો અને ઉત્તમ લેખ લખવાવાળો હોય છે. આવો માણસ વિજ્ઞાન તથા વૈજ્ઞાનિક કાર્યમા પ્રીતી રાખવાવાળો હોય છે

જો આ આગળીનો તિજો પર્વ લાંબો હોય તો તે માણસ રાજનીતિ વિશારદ, કુશાગ્ર બુધ્ધિનો, પુર્ણ વ્યવહારજ્ઞાન રાખવાવાળો હોય છે જો આ પર્વ અતી લાંબો હોય તો તે માણસ દુરાચારી યુક્તિવાન, ધૂર્ત, હોશીયાર, અને લફંગો હોય છે

## પેરવા પરની રેખાઓ.

કનિષ્ટિકા આગળીના તિજા પેરવાપરથી એક સરળ રેખા નિકળી પ્રથમ પેરવા ઉપર ગઈ હોય તો તે માણસ ઉમદા મનનો અને શાસ્ત્રીય વિષયમા ઉત્તમ પારગત હોય છે

આ આગળીના તિજા પર્વ ઉપરથી ત્રણ સરળ રેખાઓ નિકળી પ્રથમ પર્વ ઉપર ગઈ હોય તો તે માણસ મનોરાજ્યમા તર્ક થવાવાળો હોય છે.

કનિષ્ટિકાના બીજા પર્વ ઉપર બે અથવા ત્રણ સરળ રેખાઓ હોય તો તે માણસ ગુપ્ત વિદ્યાના તત્ત્વને જાણવાવાળો હોય છે જો આ બીજા પર્વ ઉપર વાકી, આડી રેખાઓ હોય તો તે માણસ વ્યભિચારી અને વિષયી હોય છે

આ આગળીના તિજા પર્વમાથી એક જાડી સરળ રેખા નિકળી બીજા પર્વ ઉપર ગઈ હોય તો તે માણુસ ઉત્તમ વક્તા હોવાના કારણે પ્રસિદ્ધિ પામે છે

જો બુધના પર્વતમાથી એક રેખા નિકળી તિજા પર્વને ઉલ્લઘન કરી બીજા પર્વ ઉપર જતી હોય તો તે માણુસ બહુત ધ વાન અને સર્વ કાર્યમા યશ અને વિજય મેળવવાવાળો હોય છે

કનિષ્ટિકા આગળીના ત્રણે પર્વ ઉપરની રેખાઓ મેળવવાથી બાર સખ્યા આવતી હોય તો તે માણુસ મોટો દ્રવ્યવાન અને સુખી હોય છે જો તેરની સખ્યા આવતી હોય તો દારિદ્ર કારક હોય છે પદર રેખા હોય તો ચોર, સોળ રેખા હોય તો જુગારી, સત્તર રેખા હોય તો પાપી, અઢાર રેખા હોય તો સદગુણી, ઓગણીસ રેખાવાળો બહુમાન્ય, વીસ રેખાવાળો ઋષી અને એકવીસ રેખા હોય તો ઉદાર મનનો માણુસ હોય છે

## તારા, શખ, ચક્ર ચિન્હ.

કનિષ્ટિકાના પ્રથમ સધી ઉપર તારાનુ ચિન્હ હોય તો તે માણુસનો વિવાહ થતો નથી તે માણુસ ગરીબીથી આયુષ્ય વ્યતિત કરનાવાળો હોય છે

આ આગળીના તિજા સધી ઉપર એક મોટી રેખા અને તારાનુ ચિન્હ હોય તો તે માણુસ ચોર હોય છે

કનિષ્ટિકા આગળી ઉપર બીદુનુ ચિન્હ હોય તો તે માણુસની સર્વ માલમત્તા ડાગીના વિગેરેની ચોરી થવાની દર્શક સમજવી

જો આ આગળી ઉપર ચક્રનુ ચિન્હ હોય તો તે માણુસ ગભીર અને અર્થવાન હોય છે અને વેપારથી ધન કમાય છે

જો ચક્રનુ ચિન્હ ન હોય અને તે સ્થાન ઉપર સરળ રેખા હોય તો તે માણુસ વેપારમા ધન ગુમાવે છે

# અંગુષ્ઠ ( Thumb )



મનુષ્યના હાથમાં અંગુઠો એક અતી મહત્ત્વનો અવયવ છે અંગુષ્ટનો હાથમાં જો અભાવ હોય તો ચારે આંગળીઓ નકામી થઇ પડે છે અંગુષ્ટના સહાયવિના આંગળીઓ કોઈ કામ કરવાને સમર્થ હોતી નથી માટે અંગુષ્ટને આંગળીઓનો નાયક કહે છે

મનુષ્યને જે ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે તેને સફળ અથવા કાર્યમા પરિણત કરવાની યથાર્થ શક્તી ફક્ત આંગુઠામાજ હોય છે

બાળકનો જ્યારે જન્મ થાય છે ત્યારે તેનામા ઇચ્છા શક્તીનો અભાવ હોય છે પહેલા થોડા અઠવાડીઆસુધી બાળક ચોવીસ કલાકના દિવસમાથી બાવીસ કલાક ઉંઘે છે તે દરમીયાન અંગુઠો મુઠીમા દબાયેલો હોય છે અને તેનાપર આંગળીઓ વાળેલી હોય છે જેમજેમ બાળકમા ઇચ્છાશક્તી પ્રગટ થતી જાય છે તેમ તેમ તેનો આંગુઠો મુઠીમાથી બહાર આવતો જાય છે

અપસ્મારના રોગીને જ્યારે અપસ્મારની ફીટસ્ આવે છે તે વખતે આંગુઠો મુઠીમા દબાની ઉપર આંગળીઓ વાળી લે છે તેમજ મરણાસન્ન માણસ મૃત્યુના સમયે હાથના આંગુઠા મુઠીની અંદર છુપાવી લે છે

મનુષ્યની વિચાર શક્તી જાગ્રત છે કે નષ્ટ થઇ છે તે જાણવાની કુદરતી નિશાની આંગુઠો છે

જ્યારે માણુસ વિચાર કરે છે અથવા કોઈ વાતનો નિશ્ચય કરે છે તે સમયે બહુધા માણસ સર્વ આંગળીઓને અંગુઠા નિચે દબાવે છે અને અંગુઠો ઉપર રાખે છે એના વિપરિત જ્યારે માણસ

ક્રોધમા આવે છે ત્યારે તેની વિચાર શક્તી નષ્ટ થાય છે તે વખતે માણસ બીજાને મારવા મુઠી બદ કરે છે તે વખતે આગુઠો આગળીઓની અદર દમાની ઠોસો લગાવવાની તયારી કરે છે અર્થાત વિચારશક્તી નાંટ થઈ કે આગુઠો આગળીઓની અદર દમાય છે અને વિચાર શક્તી જાગ્રત થવાથી અગુઠો બહાર નિકળેલો દેખાય છે

હાથના દરેક કામ અગુઠાના મદદથીજ થઈ શકે છે પણ બેઆમા અગુઠાનો અભાવ હોય છે અથવા અતી ટુકો અગુઠો હોવાથી ખાતી વખતે ખાદ્ય પદાર્થને જમીનનો આશ્રય લેવો પડે છે જ્યારે માણુસ અગુઠાનો ઉપયોગ કરી શકે છે

અગુઠાને ત્રણ પર્વ—પેરીયો હોય છે પ્રથમ પર્વ જે નખમા હોય છે તેના નિચેનો પર્વ બીજો પર્વ અને શુક્રપર્વત સુધીનો જે ભાગ તે ત્રિજો પર્વ

પ્રથમ પર્વ ઇચ્છા શક્તીનો દર્શક બીજો પર્વ તર્ક શક્તીનો દર્શક અને ત્રિજો પર્વ પ્રેમ, લાગણીનો દર્શક હોય છે

અગુષ્ટનો પ્રથમ પર્વ લાબો હોય તો ઇચ્છા શક્તીની પ્રબળતા અને આચરણમા દઢતા હોય છે

પ્રથમ પર્વ લાબો અને પુષ્ટ હોય તો દઢ મૈત્રી અને પ્રેમવાળો તથા સ્વાર્થમા દઢ હોય છે ( જુવો આકૃતી ન ૯૪ મા ૧ )

જો આ પ્રથમ પર્વ અતી લાબો હોય તો સ્વેચ્છાચારી માણુસ હોય છે

જો આ પ્રથમ પર્વ નાનો—ટુકો હોય તો અનિશ્ચીત સ્વભાવનો હોય છે ( જુવો આકૃતી ન ૯૪ મા ૬ )

જો પ્રથમ પર્વ નાનો અને શુષ્ક હોય તો તે માણુસને અનેક પ્રકારની વસ્તુઓની ઇચ્છા હોય છે પરતુ તેનામા દઢ નિશ્ચય

હોતો નથી અને તેના કર્મ પણ તદનુસાર હોતા નથી આવો માણસ સર્વ કાર્યમા અદક્ષ અને અનિશ્ચીત વ્યવહાર કરવાવાળો હોય છે

જો આ પ્રથમ પર્વ લાબો ન હોય અને જાડા ચોડો હોય તો તે માણસ દઢ નિશ્ચયી હોતો નથી તેની ધારણાનકી બરાબર હોતી નથી અને આવો માણસ સ્વેચ્છાથી પોતાનુ કામ દીર્ઘકાળ પર મુકી લાભથી વચીત થાય છે

જો આ પ્રથમ પર્વ પરિમિત કરતા અધીક ફેલાવદાર ચોડા હોય તો તે માણસ નિર્દયી, નિર્બુદ્ધ, નિષ્કાળજી, ક્રોધી, હઠ્ઠી અને અધીક પ્રસગી હોય છે આવો માણસ જુલમી, છગવાવાળો, અને પ્રસગાનુસાર ખુન કરવાને ન ડરવાવાળો હોય છે પરતુ આવા અનિષ્ટ લક્ષણથી યુકત અગુષ્ટ હોવા છતા જો અતકરણ રેખા અને મસ્તક રેખા પૂર્ણ, લાબી અને ઉત્તમ પ્રકારની હોય તો ઉપરોક્ત દુષ્ટ ફળનો દોષ રહે તો નથી અને તે માણસ વિચારથી આત્મસયમન કરવાવાળો હોય છે

અગુષ્ટનો બીજો પર્વ લાબો અને પુષ્ટ હોય તો તે માણસ તર્ક કરવાવાળો અથવા તર્ક વિદ્યામા યોગ્યતા ધરવાવાળો હોય છે

જો અગુષ્ટનો બીજો પર્વ અધીક લાબો ન હોય અને તેના બન્ને બાજુમા પતલો, સુકાયેલો હોય તો તેનામા તર્ક શક્તિનો અભાવ હોય છે આવો માણસ દુરાગ્રહી હોય છે પોતાની વાત સિદ્ધ કરવાવાળો હોય છે જો આવા માણસની મસ્તક રેખા લાબી હોય તો તે ઉપકાર કરવાવાળો હોય છે

અગુષ્ટના તિસ્ત્ર પર્વ ઉપરથી મનોવિકાર પ્રગટ થાય છે આ પર્વ લાબો અને પુષ્ટ હોય તો તે માણસ મનોવિકારના આધીન રહે છે આ પર્વનો વિસ્તાર ઉત્તમ હોય તો મનુષ્યત્વમા પ્રીતી હોય છે
















આકૃતી ન ૯૮

તર્જની અને અ ગુષ્ટના વચમા વિસ્તૃત સ્થાન-અ તર હોય તો તે માણસ ઉદાર પ્રકૃતીનો અને સ્વતત્ર વિચારનો હોય છે

અ ગુષ્ટ મોટો, જાડો, અને પુષ્ટ હોય તો તે માણસ બીજા ઉપર હુકમત કરનાવાળો, વિચારી અને બુદ્ધીમાન હોય છે

જો અ ગુ ટ નાનો હોય તો તે માણસમા ઇચ્છાશક્તીનો અભાવ હોય છે આવો માણસ વિકારને અધીન હોય છે

અ ગુષ્ટ તપાસતી વખતે અ ગુષ્ટનુ આર ભસ્થાન Low set નિચેના ભાગમાથી છે અથવા Up set ઉપરના ભાગમાથી છે કિવા મધ્યમાગમાથી આ ભ છે તે તરફ ધ્યાન આપવુ અગત્યનું છે

તર્જની આગળીના નિમ્ન પેરવાના મધ્યભાગસુધી અ ગુષ્ટનો અગ્રભાગ હોય તો તે સ્વાભાવિક સ્થિતીમા છે એમ સમજવુ

નિચેના ભાગમાથી Low set આર ભ થનાવાળો અ ગુષ્ટ બહુધા લાબો હોય છે તેથી તેનો અગ્રભાગ તર્જની આગળીના તિજા પેરવાના મધ્યભાગસુ ધી હોય છે

ઉપરના ભાગમાથી Up set આર ભ થનાવાળો અ ગુષ્ટ ટુકો હોય છે પણ ઉપરનાભાગમાથી આરભ થતો હોવથી તેની લબાઈ તર્જની આગળીના તિજા પર્વના મધ્યભાગસુધીનીજ હોય છે આવા પ્રકારનો ટુકો Up set અ ગુષ્ટ વાનર વિગેરે પશુઓમાં જોવામા આવે છે જે સ્વાર્થી અપમતલબી હોવાનો દર્શક હોય છે

જે મ ણુસનો અ ગુષ્ટ Low set હોય તે માણુસ ઉદાર, બુદ્ધીમાન સ્વતત્ર બીજાને મદત કરનાવાળો હોય છે

નિચેના ભાગમાથી Low set આર ભ થનાવાળો અ ગુષ્ટ હમેશા લાબો હોય છે ( જુવો આકૃતી ન ૯૮ મા ૩ ) તેથી તેનો અગ્રભાગ તર્જની આગળીના તિજા પર્વના મધ્યભાગસુધી હોય છે

ઉપરના ભાગમાથી Up set આરંભ થનાવાળો અગુષ્ટ ટુકો હોય છે. ( જુવો આકૃતી ન ૯૮ મા ૨ ) પણ ઉપરના ભાગમાથી આરભ થતો હોવાથી તેની લબાઈ તર્જની આગળીના નિમ્ન પર્વના મધ્યભાગસુધીની હોય છે

જો તર્જની અને અગુષ્ટના વચમા અતર વધારે ન હોય તો માણુસ બીકણુ, આત્મવિશ્વાસરહીત અને સ્વતત્ર વિચારનો હોતો નથી

## નખ વિચાર ( પાશ્ચાત્ય પદ્ધતી )

આગળીના અગ્રભાગમા Nerve cell પુષ્કળ મજ્જાતતુ આવેલા છે જેનો સબધ બ્રેન-મગજ સાથે હોય છે આ મજ્જાતુતુ દ્વારા માણુસને સ્પર્શજ્ઞાન થઈ શકે છે આ અતી નાજુક મજ્જા તતુના રક્ષણુ અને બચાવમાટે કુદરતે તેના ઉપર નખની યોજના કરેલી છે જેથી મજ્જાતતુનુ રક્ષણુ થાય અને સ્પર્શજ્ઞાન સતેજ રહે જો આ નખ ન હોય તો તે આગળીના અગ્રભાગનો સતત ઉપયોગ કરવાથી મજ્જાતતુને અઘાત પોચે અને તેનુ સ્પર્શજ્ઞાન નષ્ટ થાય

નખ ઉપરથી મનુષ્યનુ સ્વભાવજ્ઞાન અને અનુવંશીક રોગ થવાની પ્રવૃત્તિનો વિચાર થાય છે

નખ ચાર પ્રકારના હોય છે ( ૧ ) લાબા ( ૨ ) ટુકા ( ૩ ) પોહોળા અને ( ૪ ) સાકડા ( જુવો આકૃતી ન ૯૯ )

( ૧ ) લાબા નખવાળા માણુસ વિશેષ ચિકિત્સા કરવાવાળા હોતા નથી કોઈપણુ વાતને જલદી સમજનારાળા હોય છે લાબા નખવાળા માણુસને બહુધા ઉપરના ભાગના ( ફેફસા, છાતી, ગળા અને કપાળ, મસ્તક ) વ્યાધી થવાનો સભવ અધીક હોય છે

( ૨ ) ટુકા નખવાળા માણુસ ચિકિત્સક સ્વભાવના હોય છે દરેક વાતનો વિચાર કરવાવાળા, વ્યવહારજ્ઞાનકુશળ હોય છે ટુકા નખ વાળા માણુસને બહુધા નિચેના ભાગના ( હૃદય, મૂત્રાશય, પગ વિગેરે વ્યાધી થવાનો સભવ અધીક હોયછે

( ૩ ) પોહોળા નખવાળા માણુસ વાદવિવાદ કરવાના સ્વભાવવાળા, વાચાળ, અને હઠ્ઠી હોય છે

( ૪ ) સાકડા નખવાળા માણુસને માનસિક અને પીઠના વ્યાધી થવાનો સભવ અધીક હોય છે સાકડા નખ સફેદ પીળા, આસમાની અને ગુલાબી રગના હોય છે રાતા રગના હોતા નથી

નખ ઉપર સફેદ ડાઘા હોય તો તે નર્વ્હસ સિસ્ટીમ મજ્જાતતુની નબળાઈ દર્શક સમજવા

મોટા અને ચોડા નખ હોય તો તે માણુસ વ્યવહારજ્ઞાનમા કુશળ હોય છે

અણીદાર અને ગુલાબી રગના નખ હોય તો માનસિક કલ્પના કરનારો માણુસ હોય છે

નિચા ઉચા અને રૂક્ષ નખ હોય તો તે માણુસ ઉદાસ વૃત્તિનો, વૈરાગ્યશીલ, નિરાશ અને ચિડ ચિડયા સ્વભાવનો હોય છે

વાકાચુકા, આકાર ના રગરહીત, બેડોલ, જાડા અતી ચોડા નખ હોય તો તે માણસ વિષયાધ હોય છે

કાળાસ પડતા નખ હોય તો તે માણુસ વિશ્વાસઘાત કરવાવાળો અને ખેતીના કામમા હોશીયાર હોય છે

ગોળ ( વર્તુળ ) નખ હોય તો આનદ સુખોપભોગ ભોગવાવાળો ચૈની માણુસ હોય છે

પાતળા નખ અશક્ત પ્રકૃતીના દર્શક સમજવા નખ ઉપર દાતના જેવા ડાઘા હોય તો ગત બીમારીના દર્શક સમજવા

અર્ધચંદ્ર સમાન અથવા પૂર્ણચંદ્રનાસમાન નખ ઉપર શ્વેતરંગના ડાઘા હોય તો શરીરની સચનન ક્રિયામા દોષ હોવાનુ દર્શક સમજવુ

પીળા રંગના નખવાળો માણસ રોગી રહે છે
નખ ઉપર કાળા બીંદુ હોય તો તે ચિંતા, અસમાધન, ઉદાસીનતા, ભય અપકીર્તી, દેશત્યાગ, શોકવિગેરેના દર્શક સમજવા

આંગુઠા ઉપર સફેદ રંગના બીંદુ હોય તો તે પરસ્પરાવલંબી પ્રેમના સૂચક હોય છે. આ બીંદુ ફ્વાર જેવા પસરેલા હોય તો તે માણસ અગમ્યાગમન કરવાવાળો હોય છે જો આ બીંદુ કાળારંગના હોય તો વિષયાધતાના લીધે અપરાધ કરવાની પ્રવૃત્તિ હોય છે કોઈ વખતે ફોજદારી ગુન્હો કરવાસુધી તેની મજલ જાય છે

કનિષ્ટિકા આંગળીના નખ ઉપર સફેદ બીંદુ હોય તો ફાયદો કરે છે અને કાળાબીંદુ હોય તો નુકસાન કર્તા હોય છે

અનામિકાના નખ ઉપર સફેદ બીંદુ હોય તો શાસ્ત્રમા શ્રેષ્ઠતા અને વેપારમા લાભ થવાનો સૂચક હોય છે અને કાળાબીંદુ હોય તો હાની કારક સમજવા

મધ્યમા આંગળીના નખ ઉપર સફેદ બીંદુ હોય તો જલપર્યટનકારક હોય છે જો પીળારંગના બીંદુ હોય તો ચિંતા, સ્ત્રી, અથવા ભાઈની હાની સૂચવે છે.

તર્જની ઉપર સફેદ બીંદુ હોય તો સંપત્તી અને સન્માન દર્શક હોય છે અને કાળા બીંદુ હોય તો અપકીર્તી અને હાથેથી નીચકર્મ થવાના સૂચક સમજવા.

આ બીદુ નખના અગ્રભાગપર હોય તો ભૂતકાળના, મધ્ય ભાગમા હોય તો વર્તમાનકાળના અને નખના તળમા હોય તો ભવિષ્યકાળના પરીણામના દર્શક સમજવા શ્વેત બીદુ હોય તો સુખદાયક અને કાળા બીદુ હોય તો દુખદાયક સમજવા.



# પ્રકરણ ૧૪ મું.

## ચિન્હ વિચાર ( પાશ્ચાત્ય પધ્ધતિ )



આપણા પૂર્વાચાર્યોએ કરતલસ્થ મત્સ્ય, શંખ, ચક્ર, ધ્વજા, હાથી, ઘોડા, ચામર, પ્રાસાદ, કળશ, પતાકા આદિ અનેક પ્રકારના ચિન્હ અને તેના ફળનુ જે વર્ણન કરેલુ છે તે રિતે પાશ્ચાત્ય પધ્ધતિમા ચિન્હોનુ વર્ણન જોવામા આવતુ નથી

ઉપરોક્ત ચિન્હ પ્રાય રાજા, મહારાજા, ચક્રવર્તિ, શેઠ સાવકાર અને ઉચ્ચ દરજાના માણુસના હાથમાજ હોવાનો સભવ અધીક હોય છે સામાન્ય પુરષોના હાથ જોવાનો પ્રસગ વિશેષ આવે છે આવા મહાન પુરષોના હાથ જોવાનો પ્રસગ ક્વચીતજ આવે છે આવા મહાન પુરષોના હાથ સુક્ષ્મરિતે જ્યાસુધી ન જોવાય ત્યાસુધી ઉપરોક્ત ચિન્હોનુ પૂર્ણ જ્ઞાન થવુ શક્ય નથી અને આવા મહાન પુરષોનો સમાગમ થવો દુર્લભ હોવાથી પાશ્ચત્ય વિદ્વાનોએ નિચેના ચિન્હોનોજ વિચાર કરેલો છે જે ચિન્હ સામાન્ય મનુષ્યના હાથમા હમેશા જોવામા આવે છે ( જુવો આકૃતી ન ૧૦૦ )

### સ્ટાર—તારાનુ ચિન્હ.

હાથમા કોઈપણ ઠેકાણે તારાનુ ચિન્હ હોય તો તે શુભ ચિન્હ ભાગ્યનુ દર્શક સમજવુ ( જુવો આકૃતી ન ૧૦૦ મા ૮ ) શનિના પર્વત ઉપર માત્ર તારાનુ ચિન્હ શુભ ફળ દાયક હોતુ નથી

ગુરૂના પર્વત ઉપર જો તારાનુ ચિન્હ હોય તો માનસન્માન કીર્તિ અને અધીકાર મળે છે

સૂર્યના પર્વત ઉપર તારાનુ ચિન્હ હોય તો ધન, વૈભવકારક હોય છે.

બુધના પર્વત ઉપર તારાનુ ચિન્હ હોય તો વેપાર, ઉદ્યોગ, સાયન્સ—વિજ્ઞાનમા યશ મળે છે

મગળના પર્વત ઉપર તારાનુ ચિન્હ હોય તો તે માણસ શૂર હોય છે સૈન્યમા પ્રસિધ્ધી પામે છે અને લડાઈમા વિજયી થાય છે

ચદ્રના પર્વત ઉપર તારાનુ ચિન્હ હોય તો તે માણસમા કલ્પનાશક્તી અને શોધકબુધ્ધી સારી હોય છે અને તેથી પ્રસિધ્ધી પામે છે

શુક્રના પર્વત ઉપર તારાનુ ચિન્હ હોય તો તે માણસ વિષયી હોય છે આવા માણસ તરફ સ્ત્રીનુ આકર્ષણ અધીક હોય છે

શનિના પર્વત ઉપર જો તારાનુ ચિન્હ હોય તો તે દુર્ભાગ્યનુ દર્શક સમજવુ આવા માણસનુ આયુષ્ય ભયકર આપત્તીમાથી પસાર થાય છે આવો માણસ રાજ વૈભવ ભોગતો હોય તો પણ કગાલ સ્થિતીમા આવી પડે છે

## ક્રૉસ— ફુલીનુ ચિન્હ.

આ ચિન્હનુ ફળ ઉપરોક્ત સ્ટાર ચિન્હના વિપરીત હોય છે હાથમા ફુલીનુ ચિન્હ અશુભ ફળ દાયક હોય છે ( જુવો આકૃતી ન ૧૦૦ મા ૬ ) પણ ગુરૂના પર્વત ઉપર જો ફુલીનુ ચિન્હ હોય તો તે શુભ ફળ દાયક હોય છે

શનિના પર્વત ઉપર ક્રૉસનુ ચિન્હ હોય તો અપઘાતથી મૃત્યુ થાય છે

સૂર્યના પર્વત ઉપર ક્રૉસનુ ચિન્હ હોય તો સપત્તી મળવામા અપયશ આવે છે

બુધના પર્વત ઉપર ક્રૉસનુ ચિન્હ હોય તો તે માણસ અપ્રામાણીક હોય છે

મગળના પર્વત ઉપર ક્રૉસનુ ચિન્હ હોય તો બીજા તરફથી વિરોધ થાય છે અને લઢાઈમા મૃત્યુ આવે છે

ચદ્રના પર્વત ઉપર ક્રૉસનુ ચિન્હ હોય તો માણસની કલ્પના ખોટી ઠરે છે અને આવા માણસનો મૃત્યુ પાણીમા ડુબવાથી થાય છે

શુક્રના પર્વત ઉપર ક્રૉસનુ ચિન્હ હોય તો પ્રેમમા અપયશ મળે છે

મસ્તક રેખા ઉપર ક્રૉસનુ ચિન્હ હોય તો માથામા અકસ્માતથી અઘાત થવાનો સભવ હોય છે

અતકરણ રેખા ઉપર ક્રૉસનુ ચિન્હ હોય તો પ્રેમી માણસનો અકસ્મીક મૃત્યુ થાય છે

## સ્કવેઅર ચતુષ્કોણ.

ચતુષ્કોણનુ ચિન્હ હાથ ઉપર હોવાથી કોઈપણ સકટમાથી મુક્ત થવાયછે ( જુવો આકૃતી ન ૧૦૦ મા ૪ )

આયુરેખા ઉપર ચતુષ્કોણનુ ચિન્હ હોય તો અપમૃત્યુથી બચી જાય છે

ભાગ્ય રેખાપર ચતુષ્કોણનુ ચિન્હ હોય તો ધનના હાનીમાથી બચી જાય છે

આ પ્રમાણે દરેક રેખા ઉપરનુ ફળ ને તે રેખાના ગુણ પ્રમાણે સમજવુ

# ચિન્હ - રેખા.

## પાશ્ચાત્ય પદ્ધતિ.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

આકૃતી ન ૧૦૦

## આયલેંડ—ટાપુનુ ચિન્હ

ટાપુનુ ચિન્હ શુભ ફળ દાયક હોતુ નથી જે રેખા ઉપર અથવા જે પર્વત ઉપર ટાપુનુ ચિન્હ હોય તે રેખાના ફળમા ન્યુનતા આવે છે ( જુવો આ,તી ન ૧૦૦ મા ૩ )

આયુ રેખા ઉપર જો ટાપુનુ ચિન્હ હોય તો આયુ રેખાના જે પ્રમાણ વર્ષ ઉપર ટાપુનુ ચિન્હ હોય તે વરસમા માણસ બીમાર પડે છે

મસ્તક રેખા ઉપર ટાપુનુ ચિન્હ હોય તો મગજ નબળુ પડે છે અથવા મગજની બીમારી ભોગવવી પડે છે

અતઃકરણ રેખા ઉપર ટાપુનુ ચિન્હ હોય તો અતઃકરણ નબળુ હોય છે જો સૂર્યના પર્વત નીચે અતઃકરણ રેખા ઉપર ટાપુનુ ચિન્હ હોય તો ઉપરના લક્ષણ પ્રમાણે ફળ નિશ્ચિત મળે છે

ભાગ્ય રેખા ઉપર ટાપુનુ ચિન્હ હોય તો ભયકર હાની થાય છે અને ભાગ્યોદયમા નિરોધ આવે છે

સૂર્યના રેખા ઉપર ટાપુનુ ચિન્હ હોય તો કીર્તી, આબરને કલક લાગે છે

આરોગ્ય રેખા ઉપર ટાપુનુ ચિન્હ હોય તો ભયકર બીમારી ભોગવી પડે છે જો આ ટાપુનુ ચિન્હ આરોગ્ય રેખાના ઉપરના ભાગમા હોય અને નખ નાના અને ગોળાકાર હોય તો ફેફસાના વ્યાધી કફ, ખાસી, વિગેરે થાય છે જો નખ લાબા હોય તો ફેફસાની અને છાતીની નબળાઈ હોય છે નખ ટુકા અને નાના હોય તો રૂધીરાભિસરણ બરાબર થતુ નથી અને હૃદયની કમજોરી હોય છે

જો નખ અણી ચપટા હોય તો મજ્જાતતુની નબળાઈ હોય છે અને લકવો થાય છે.

આરોગ્ય રેખાના નિચેના ભાગમા ચદ્રપર્વત ઉપર જો આ ટાપુનુ ચિન્હ હોય તો મૂત્રાશયના વ્યાધી થાય છે

જે રેખા ઉપર ટાપુનુ ચિન્હ હોય અથવા જે પર્વત ઉપર ટાપુનુ ચિન્હ હોય તે રેખા અને તે પર્વતના ગુણમા ન્યુનતા આવે છે

## સર્કલ-વર્તુળ

રવીના પર્વત સિવાય બીજા ઠેકાણે વર્તુળ હોય તો તે શુભ ફળ દાયક સમજવુ [ જુવો આકૃતી ન ૧૦૦ મા ૨ ] રવિના પર્વત ઉપર વર્તુળ હોય તો તે શુભ ફળ આપે છે

ચદ્રના પર્વત ઉપર વર્તુળનુ ચિન્હ હોય તો પાણીમા ડુબ વાથી મૃત્યુ થવાનો ભય રહે છે

## સ્પૉટ—બીદુ—ડાઘા.

જે જગા ઉપર અથવા જે રેખા ઉપર બીદુ હોય તે જગા અથવા તે રેખાના ફળમા તાત્પુરતી ખામી આવે છે ( જુવો આકૃતી ન ૧૦૦ મા ૧ )

મસ્તક રેખા ઉપર ડાઘા હોય તો અઘાત અથવા મસ્તકમા પીડા થાય છે

આયુ રેખા ઉપર બીદુનુ ચિન્હ હોય તો શીઘ્ર રોગ થાય છે

આરોગ્ય રેખા ઉપર બીદુનુ ચિન્હ હોય તો જ્વરથી પિડા થાય છે.

## જાલ—જાળીનુ ચિન્હ.

જાળીનુ ચિન્હ બહુતેક પર્વત ઉપર જોવામા આવે છે જે પર્વત ઉપર જાળીનુ ચિન્હ હોય તે પર્વતના ફળમા ન્યુનતા—ખામી આવે છે ( જુવો આકૃતી ન ૧૦૦ મા ૭ )

## ત્રિકોણ નુ ચિન્હ.

હાથ ઉપર ત્રિકોણનુ ચિન્હ સ્પષ્ટ ઉઠાવદાર હોય તો શુભ ફળ દાયક સમજવુ જે રેખા ઉપર અથવા પર્વત ઉપર ત્રિકોણનુ ચિન્હ હોય તે સ્થાનની વૃધ્ધિ થાય છે ( જુવો આકૃતી ન ૧૦૦ મા ૫ )



# આયુષ્યમાં બનવાવાળી ઘટનાઓનો કાળ નિર્ણય.



કરતલસ્થ રેખાઓનુ જે શુભાશુભ વર્ણન કરવામા આવ્યુ છે તેના સમયનુ જ્ઞાન જ્યા સુધી સતોષકારક ન થાય ત્યા સુધી હાથ ઉપરના રેખાઓનુ શુભ અથવા અશુભ ફળ કયા સમયમા મળવાનુ છે તેનો નિશ્ચય થઈ શકતો નથી ઘટનાઓના સમયનુ જ્ઞાન જો ન હોય તો રેખાઓના શુભાશુભ ફળ જાણવા નિરર્થક સમજના

રેખાનુ ફળ મળવાના સમયનો વિચાર આકૃતી ન ૧૦૧ મા બતાવેલા પદ્ધતિ પ્રમાણે કરવો

દરેક રેખાના ૧૪ ભાગ કરવા અને દરેક ભાગ સાત વરસનો સમજવો ( જુવો આ ની ન ૧૦૧ મા આયુરેખા અને ભાગ્ય રેખા ઉપરના ભાગ ) જે વર્ષના વિભાગમા રેખા ખડીત થઈ હોય તુટેલી હોય અથવા કોઈ શુભ કે અશુભ ચિન્હથી અકીત હોય તો તે ભાગ ઉપર વયોમાનનુ જે વર્ષ આવતુ હોય તે વર્ષમા તે તે ચિન્હ પ્રમાણે શુભ અથવા અશુભ ફળ મળશે એમ સમજવુ

ઉદાહરણ.—કલ્પના કરો કે આકૃતી ન ૧૦૧ મા આયુરેખા ઉપર જે ઠેકાણે ૩૫ નો અક છે તે ઠેકાણે જો આયુરેખા ઉપર ટાપુનુ ચિન્હ હોય તો ૩૫ માં વર્ષ બીમારી થશે એમ સમજવુ આ ટાપુનુ ચિન્હ જેટલુ લાબુ હોય તેટલા સમયનુંની બીમારી ભોગવવી પડશે એમ સમજવુ

જો એવુજ ચિન્હ ધન રેખા ઉપર હોય તો ૩૫ મા વર્ષ ધનની હાની થશે એમ સમજવુ



આકૃતી નં ૧૦૧

અતકરણ રેખા ઉપર જે ટપકાનુ ચિન્હ પડયુ હોય તો ૩૫ મા વર્ષે પ્રેમ સબધમા નિરાશા સમજવી

જો આયુરેખા ઉપર અને અતકરણ રેખા ઉપર એ ઠેકાણે ટપકાનુ ચિન્હ હોય તો હૃદયની બીમારી ભોગવવી પડે છે આ પ્રમાણે દરેક રેખાનું ફળ તે તે રેખા પ્રમાણે સમજવુ

માણસના જન્મ તારીખ ઉપરથી કયા વર્ષ મહત્વના જશે તે નિચે પ્રમાણે બતાવવામા આવે છે

જે માણસનો જન્મ કોઈપણ મહિનાની ૧-૧૦-૧૯ અને ૨૮ મી તારીખે થયો હોય અને તેમા ખાસ કરીને જુનૈ, ઑગષ્ટ, જાનેવારી મહિનામા ઉપરોક્ત તારીખે જન્મ થયો હોય તો તે માણસના આયુષ્યમા ૧, ૭, ૧૦, ૧૬, ૧૯, ૨૮, ૩૪, ૩૭, ૪૩, ૪૬, ૫૨, ૫૫, ૬૧, ૬૪ અને ૭૦ આ વરસો મહત્વના સમજવા

જે માણસનો જન્મ કોઈપણ મહિનાની ૨, ૧૧, ૨૦, અને ૨૯ મી તારીખે થયો હોય અને ખાસ કરીને જુલૈ, ઑગષ્ટ અને જાનેવારી મહિનામા થયો હોય તો તે માણસના આયુષ્યમા ૨, ૭, ૧૧, ૧૬, ૨૦, ૨૫, ૨૯ ૩૪, ૩૮, ૪૩, ૪૭, ૫૨, ૫૬ અને ૭૦ આ વરસો મહત્વના સમજવા

જે માણસનો જન્મ ૩, ૧૨, ૨૧, અને ૩૦ મી તારીખે થયો હોય અને ખાસ કરીને ડિસેંબર અને ફેબ્રુવારી મહિનામા જન્મ થયો હોય તો તે માણસના આયુષ્યમા ૩, ૧૨, ૨૧, ૩૦, ૩૯ ૪૮, ૫૭, ૬૬ અને ૭૫ આ વરસો અતિમહત્વના સમજવા

જે માણસનો જન્મ ૪, ૧૩, ૨૨ અને ૩૧ મી તારીખે થયો હોય અને ખાસ કરીને જુલૈ, ઑગષ્ટ, અને જાનેવારી મહિનામા

